# ઝોહરા.

( ફ્લોરા ફ્લોરન્ડા )

ભાગ ૧ લો.

પ્રયોજક,

**મુનશી હામીદમીયાં ડોસુમીયાં,**

ખાનપુર—અમદાવાદ.

પ્રકાશક,

**પઠાણ નીઝામખાન નુરખાન વકીલ**

લાલદરવાજાં—અમદાવાદ.

હી. સ. ૧૩૩૭ ઈ. સન ૧૯૧૯

મુલ્ય ૧-૧૨-૦

પ્રથમાવૃત્તિ. પ્રત ૫૦૦.



ધી 'અમરસિંહજી' પ્રીન્ટીંગ પ્રેસમાં
પઠાણ નુરખાન અમીરખાન વકીલે
છાપ્યું, લાલ દરવાજા—અમદાવાદ.

# ઉપોદ્‌ઘાત

આ મારી બીજી કૃતિનું પુસ્તક પ્રિય પાઠકોના કર કમળમાં મૂકતાં મને ઘણો આનંદ થાય છે. ગયા વરસે "ખાલીદ બીન વલીદ" નામક એક લઘુ પુસ્તક સહિત હું વ્હાલા વાંચકોની સેવામાં રજુ થયો હતો. વાંચકવર્ગમાં ઉક્ત પુસ્તક જે આદરને પાત્ર થયું છે, તે જોઇને મને ઘણો આનંદ થાય છે. અને મારી તે પ્રથમ કૃતિને વાંચક વર્ગે જે ઉત્તેજન આપ્યું છે, તે બદલ જો તેમનો ઘટિત ઉપકાર માનવામાં ન આવે તો હું મારા કર્તવ્યથી વિમુખ થએલો ગણાઉં. તેવા દોષમાંથી વંચિત રહેવા માટે હું મારા વ્હાલા વાંચકોનો ખરા અંતકરણપુર્વક આભાર માનું છું. પરંતુ એટલું તો મારે કહેવુંજ જોઇએ કે હજી તે પુસ્તકને વધુ ઉત્તેજનની જરૂર છે. અને જ્યાં સુધી વાંચકો તરફથી તેવા ઉપયોગી પુસ્તકોને ઘટિત ઉત્તેજન ન મળે, ત્યાં સુધી તેવા પુસ્તકો લખવાનું, છપાવવાનું, અને પ્રગટ કરવાનું કામ લેખકો અને પ્રકાશકો માટે એક સહાસરૂપજ ગણાય. અને તેવો સહાસ આવી મોંઘવારીના સમયમાં સર્વાંશે અસહ્ય થઇ પડે, એમાં કાંઇપણ નવાઇ નથી. તેમ છતાં જો વાંચકવર્ગના ઉત્તેજન ઉપર આધાર રાખીને તેવો સહાસ ઉઠાવવામાં આવે, અને તેને જોઇતું ઉત્તેજન ન મળે તો પરિણામે તેવો સહાસ લેખકો, અને પ્રકાશકોને નુકસાનકારક થઇ પડે. આવા આવા કારણોને લીધેજ આપણા ઇસ્લામી સાહિત્યની પ્રગતિ થતી નથી.

ઉર્દૂ ભાષાના એક મહા સુપ્રસિદ્ધ નવલકથાકાર મૌલાના અ-

બદુલ હલીમ શરર સાહેબની "ફ્લોરા ફ્લોરેન્ડા ઉર્દુ ઝિઆદ અને હલાવા" નામક મનોહર નવલકથા પરથી સમાજ, સ્થાન, પ્રથા તથા સંજોગો પરત્વે પરિવર્તન કરીને આ નવલકથા લખવામાં આવી છે, જે બદલ મુળ લેખક મહાશયનો અંતકરણપુર્વક આભાર માનું છું.

આ પુસ્તકમાં ઝોહરાની અજ્ઞાનતા, ઝિઆદનું શુરાતન, અને પવિત્રતા, કાઝીસાહેબની કાર્યદક્ષતા, યુલિસિઝની પાપવાસના, ફ્લોરેન્ડાની કપટકળા અને અમીર અબ્દુર્રહેમાનના દયાળુ સ્વભાવનો આબેહુબ ચિતાર આપવામાં આવ્યો છે. તે ઉપરથી વાંચકબંધુઓ નીતિ તથા ન્યાયના સિદ્ધાંતોને અમુક અંશે પણ ગ્રહણ કરશે તો લેખક પોતાના પ્રયાસને સફળ થયો માનશે.

ઇસ્લામની મહત્વતા અને તેના અનુયાયીઓની ન્યાયપરાયણતા દેખાડવાના હેતુથી વાર્તાના વિવરણમાં પ્રસંગોપાત યોગ્ય સુધારો વધારો કરવામાં આવ્યો છે. જે વાંચકોએ મુળ ઉર્દુ પુસ્તક વાંચ્યું હશે તેઓ આ પુસ્તક વાંચીને સહેજે સમજી શકશે કે આ નવિન પુસ્તકમાં કેટલા અંશે સુધારો વધારો કરવામાં આવ્યો છે. અને આશા છે કે કરવામાં આવેલો સુધારો અવશ્ય તેમના આદરને પાત્ર થશે.

ઇસ્લામી રાજ્યકર્તાઓ ઉપર અત્યાચારનો જે આક્ષેપ કેટલાક લેખકો તરફથી મુકવામાં આવે છે, તે કેટલા અંશે સત્ય છે તેની માહીતી પાઠકોને આ પુસ્તક ઉપરથી મળી શકશે. એક ઇસ્લામી અબળાનું હરણ કર્યા છતાં નામદાર અમીર, અને કાઝીસાહેબે કેવી શાંતિ અને ન્યાયથી કામ લીધું હતું; તેની વાંચકોને ખાત્રી થયા વિના રહેશે નહિ. અને ઇસ્લામ ધર્માવલંબીઓના તેવા ન્યાયી કામો જાણ્યા પછી વાંચકોના અંતકરણમાં તેમને માટે યોગ્ય આદરભાવ ઉત્પન થયા

વિના રહેશે નહિ. એટલુંજ નહિ પણ કેટલાક લેખકો તરફથી ઇસ્લામી રાજકર્તાઓ ઉપર જે આક્ષેપો મૂકવામાં આવે છે તેના સત્યાસત્યનું તોલ તેઓ કરી શકશે.

આ વાર્તાની નાયિકા ઝોહરાએ પોતાની અજ્ઞાનતાને લીધે ફ્લોરેન્ડા નામક એક વેશધારી ઇસ્લામી પણ અસલમાં ખ્રિસ્તિ અબળાની ભંભેરણીથી નિજ બંધુ ઝિઆદની અવજ્ઞા કરીને જે ભુલ ભરેલું પગલું ભર્યું છે, તે બદલ આગળ જતાં તેને કેવો પશ્ચાતાપ થાય છે, અને યુલિસિઝને હાથે તેને કેવાં કેવાં સંકટો સહન કરવાં પડે છે. તેમજ તે કેવી રીતે પોતાના શીળવ્રતનું રક્ષણ છેવટ સુધી કરી શકે છે, ઝિઆદ અપરાધીઓને કેવા શિક્ષા કરે છે, દુષ્ટ લોકોની દુષ્ટતાનું છેવટે કેવું પરિણામ આવે છે. અને ઝોહરા છેવટ સુધી પવિત્ર રહીને પોતાના ભાઇને કેવી રીતે મળે છે, તેનો આબેહુબ ચિતાર આ પુસ્તકના બીજા ભાગમાં આપવામાં આવ્યો છે. ઉક્ત ભાગ પણ પ્રપંચીઓના કાવાદાવા, અને નાયક નાયિકાની નીતિથી ભરપુર છે. એટલુંજ નહિ પણ આપણી વાર્તાના નાયક ઝિઆદની નીતિ રીતી ઉપર મોહ પામીને એક ખ્રિસ્તિ રાજકુમારી તેની સાથે લગ્નગ્રંથીથી ગુંથાય છે, તેનો તાદ્રશ ચિતાર તેમાં બતાવવામાં આવ્યો છે. ટુંકમાં આ પુસ્તકનો બીજો ભાગ પણ ઘણો રસિક અને વાંચવા લાયક છે. વાંચકો તેને પણ ઘટિત ઉત્તેજન આપશે એવી આશા છે.

અંતે જે પ્રેમમય પરવરદિગારની પ્રેમ દ્રષ્ટિથી આ વાર્તા સમાપ્ત કરવાને હું શક્તિમાન થયો છું, તે બદલ તે કિરતારનો અંતઃકરણ પુર્વક ઉપકાર માનીને આ પુસ્તક વ્હાલા વાંચકવર્ગના કર કમળમાં સમર્પણ કરૂં.

ગુજરાતી ભાષાથી પરિચિત વાંચકબંધુઓને શુદ્ધ ગુજરાતી ભાષાનો લાભ આપવાના હેતુથી આ પુસ્તકમાં પ્રસંગોપાત શુદ્ધ ગુજરાતી શબ્દો પ્રયોગ કરવામાં આવ્યા છે. પણ હવે પછીના પુસ્તકોમાં સરળ ઉર્દુ શબ્દો પ્રયોગ કરવાની ખાસ કાળજી રાખવામાં આવશે. આશા છે કે વાંચકો આ પુસ્તકને યોગ્ય આદર આપશે.

પોલીટીકલ ભોમીઓ પેપરના ઉત્સાહી માલેક અને એડીટર શ્રીમાન નુરખાં અમીરખાં વકીલ અને તેમના ચિરંજીવી શ્રીયુત નિઝામખાન નુરખાં વકીલ કે જેઓ ધર્મ ચુસ્ત ઇસ્લામી ભાઈને મુસલમાનોના ખાસ શુભેચ્છક અને ઉર્દુ સાહિત્યના મહાન પૂજારી છે, તેમણે આ પુસ્તક પ્રગટ કરીને મને જે આશ્રય આપ્યો છે. અને વાંચકોને એક ઉત્તમ નવલકથા વાંચવાનો જે લાભ આપ્યો છે, તે બદલ ઉભય ગૃહસ્થોનો હું ખરા અંતકરણપુર્વક આભાર માનું છું.

લાલકાકા લોજ
અમદાવાદ

આપ સર્વનો કૃપાભિલાષિ
**મુન્શી. એચ ડી.**
સબ એડીટર પોલીટીકલ ભોમીઓ
અને ફયઝે-આમ

# પ્રકાશકની પ્રસ્તાવના.

—:(૦):—

લાખ લાખ શુકર તે પાક પરવરદિગારના કે જેની અપાર કૃપાના પરિણામે અમે ઇસ્લામ, ઇસ્લામીઓ, અને ઇસ્લામી સાહિત્યની પુરતી સેવા બજાવી શક્યા છીએ. આજ સુધીમાં ઇસ્લામી સાહિત્યને લગતા અનેક પુસ્તકો અમારા તરફથી પ્રગટ થયાં છે. અને તે ઇસ્લામી વાંચકોના આદરને પાત્ર થઇ ચુકયાં છે. તેજ પ્રમાણે આ પુસ્તક પણ મશહુર ઉર્દુ નવલકથાકાર મોલાના શરરના ફ્લોરા ફ્લોરેન્ડા નામના પુસ્તક ઉપરથી લખાવવામાં આવ્યું છે. અને જો તેને વાંચકો તરફથી ઘટિત ઉત્તેજન મળશે તો અમે ભવિષ્યમાં તેવાં અનેક ઉપયોગી પુસ્તકો પ્રગટ કરવાને ભાગ્યશાળી થઇશું. જેમ બને તેમ ઇસ્લામી સાહિત્યનો વધારો કરવો એજ અમારો અને અમારા પોલીટીકલ ભોમીઓ પેપરના મદદનિસ અધિપતી મી. એચ. ડી. મુન્શીનો હેતુ છે. પણ તેનો મુખ્ય આધાર વાંચકવર્ગ તરફના ઉત્તેજન ઉપર રહેલો છે. અમારા તરફથી પસંગોપાત પ્રગટ થતા પુસ્તકોને જો વાંચકવર્ગ તરફથી ઘટિત ઉત્તેજન મળતું રહેશે, તો ઇસ્લામી સાહિત્યને લગતા સર્વોત્તમ પુસ્તકો મોટા પ્રમાણમાં બહાર પાડવાને અમે શક્તિમાન થઇશું. એજ વિગ્નપ્તી.

લાલકાકા લોજ
અમદાવાદ } પ્રકાશક

# અનુક્રમણિકા

# ઓહરા!

## પરિશિષ્ટ ૧ લું.

### ભેદી દુર્ગ.

આપણી વાર્તાનો પ્રારંભ ખ્રી. સ. ૩૨૦ થી થાય છે. તે સમયે યુરોપ ખંડમાં આવેલા સ્પેન દેશમાં ભેદીદુર્ગે જનસમુહમાં જે આશ્ચર્યજનક ઘટના ઉપસ્થીત કરી હતી, તેનો તાદૃપ દેખાવ જોવા માટે પ્રિયવાંચકોને પોતાની કલ્પના શકિતનું અવલંબન કરવું પડશે.

તલૈતલા શહેર [1] અને તેજ નામધારી પર્વતની મધ્યમાં ઉંચી

---

૧ પુરાતન સમયનું તલૈતલા શહેર સાંપ્રત સમયમાં "ટાલીડો" ના નામથી ઓળખાય છે. અને તે ટેગ્સ નદીના ઇશાન કોણમાં આવેલું છે. તેના રક્ષણને માટે યુકિતપુરાસર ટેગ્સ નદીનો પ્રવાહ તેની ચોપાસ વાળી લેવામાં આવ્યો છે. આ કારણથી તે એક દ્વીપકલ્પ સમાન જણાય છે. અમુક અમુક સ્થળોએ શહેરમાં પ્રવેશ કરવાની જગ્યા રાખી છે. ઉપરોકત સરિતા એક દીર્ઘ પર્વતમાંથી ઉપસ્થીત થઈ પશ્ચિમમાં સમુદ્રને મળે છે. આખા સ્પેનમાં તેના કરતાં અન્ય કોઇ મોટી નદી નથી. મુસલમાનોએ તલૈતલા શહેર હસ્તગત કર્યું તે પહેલાં તે ગૌથક વંશના ખ્રિસ્તીઓને તાબે હતું.

ટેકરીઓની એક હારમાળા ઉપસ્થીત થએલી છે. તેમાંના કેટલાક સ્થળે: એવા છે કે જેના દર્શન માત્રથી નિરિખનારને તેમના પુર્વ ગૌરવ વા ખ્યાતિનો કાંઇક ભાસ થાય છે. ઉપરોક્ત ટેકરીઓમાંની એક ઉંચી ટેકરી ઉપર એક સ્થળ આવેલું છે, જેની આસપાસ બળેલા સ્યામ રંગના પાણાઓ દ્રષ્ટિગોચર થાય છે. આવા ભયંકર દ્રષ્યોને લીધે ઉક્ત સ્થળ ઘણું ભયાનક લાગે છે. આ સઘળા દ્રષ્યો જોતાંજ નિરિખનારને એવો ભાસ થાય છે કે પ્રાચીન કાળમાં તે સ્થળે એકાદ વિશાળ ઇમારત હોવી જોઈએ. આસપાસ સ્યામ રંગની બળેલી જે શીળાઓ પડેલી છે, તે ઉપરથી એવું અનુમાન થઇ શકે છે કે તે ઇમારતનો દારૂગોળાથી નાશ કરવામાં આવ્યો હોય. એકાદ તત્વવેત્તાની દ્રષ્ટિથી જોતાં તે સ્થળ અગ્નિમય જણાય છે, કે જેના આકસ્મિક ઉત્પાતથી ત્યાં ઉપસ્થીત થએલી ઇમારત નષ્ટ થઈ હોય. ટુંકમાં તે સ્થળ એવું તો ભયાનક છે કે ગમે તેવો વીર પુરૂપ પણ ધોળે દહાડે ત્યાં ભય પામ્યા વિના રહે નહિ.

જો કે તે પહાડી સ્થળ એક મોટા અને પ્રાચીન નગરની પાસે આવેલું છે, છતાં પણ તેના ભયાનક દ્રષ્યને લીધે કોઈ પણ વ્યક્તિ ત્યાં જવાની હિમ્મત કરી શકતી નથી. જે ભરવાડો પોતાના ઢોર લઈ ત્યાં આવે છે તેઓ પણ ઉક્ત ભયાનક દ્રષ્ય દુરથી જોતાંજ ભયભીત બની નાશી જાય છે. અર્થાત તે ભયાનક સ્થળે પ્રજાના અંતકરણ ઉપર ભયની એવી તો અસર નિપજાવી છે કે તેઓ વરસમાં એક દિવસે પણ ત્યાં જતા નથી.

કાળચક્રના પ્રવાહમાં સપડાઇને ખંડિત થએલી તે વિશાળ ઇમારત, અને આસપાસ પથરાએલી સ્યામ શીળાઓ વિષે લોકો નહિ

માનવા જેવી કલ્પનાઓ કરે છે, પરંતુ વિદ્વાન લોકોની માન્યતા એવી છે કે રોમન લોકોએ પોતાની ઉન્નતિના સમયમાં તે સ્થળે એક ભેદીદુર્ગ ૧ બંધાવ્યું હતું, કે જે લાંબા સમય પ્રયંત વિદ્યમાન રહ્યું. તે વિષે એવી કિંવદંતિ ચાલે છે કે રોમન રાજ્યની ચઢતી પડતી સાથે સંબંધ ધરાવતી બીના એક પત્રમાં લખી ઉપરોકત દુર્ગમાં ગુપ્ત રાખી હતી. અને પ્રત્યેક નૃપતિ પોતાના વડિલનું અનુકરણ કરી તે બીના ગુપ્ત રાખતો. આવું વર્તન પેઢી દર પેઢી લાંબા સમય પ્રયંત ચાલ્યું. પણ રોમન સામ્રાજ્યનો લય થયો તે સમયનો નૃપતિ એક દિવસે પોતાના મંત્રીઓ સાથે દરબાર ગૃહમાં બેઠો હતો, એટલામાં બે વયોવૃદ્ધ વ્યકિતઓ ત્યાં આવી. આ નવીન આગન્તુકોએ સફેદ વસ્ત્ર પરિધાન કરીને કેડ ઉપર કમરપટા વિંટાળ્યા હતા, જેના ઉપર બાર નક્ષેત્રોના ચિત્રો પાડેલા હતા, અને કેડની એક બાજુએ વિવિધા કૃતિની ચાવીઓ જોવામાં આવતી હતી. તેમાંની એક વયોવૃદ્ધ વ્યકિતએ નૃપતિને આશિષ આપતાં કહ્યું; જેમ અમે અમારૂં કર્તવ્ય બજાવવા પ્રત્યેક નૃપતિના દરબારમાં હાજર થતા હતા, તેજ પ્રમાણે તારા દરબારમાં પણ આજે હાજર થઇને નમ્રતાપુર્વક વિનંતી કરીએ છીએ કે જેમ તારી આગળ થઈ ગએલા પ્રત્યેક નૃપતિ અમારી શિક્ષા ગ્રહણ કરી તદનુસાર વર્તતા હતા, તેજ પ્રમાણે તું પણ વર્તી મહાન હરકયુલે આ પ્રાચીન શહેરની નિકટમાં બંધાવેલા ભેદીદુર્ગને તાળું

---

૧ પ્રથમ પરિશિષ્ટમાં જે દુર્ગનું વર્ણન આપવામાં આવ્યું છે, તે વિષે યુરોપના પ્રત્યેક ઇતિહાસવેત્તાએ ઉલ્લેખ કર્યો છે. તેની સત્યતા વિષે આજે ઘણા લોકો શંકા ઉઠાવે છે, પરંતુ તેઓ પોતાના કથનના સમર્થનમાં કાંઈ સંગીન અને વિશ્વાસપાત્ર પુરાવાઓ આપી શકતા નથી. પણ પ્રાચીન સમયના રોમન અને ખ્રિસ્તી ઇતિહાસવેત્તાઓએ તે વિષે પુષ્કળ લખ્યું છે.

લગાડજે. કેમકે તે દુર્ગના બંધાવનારે તેમાં એક ગુપ્ત ભેદ છુપાવી દુર્ગનો પ્રવેશ દ્વાર બંધ કરી, પોતાના વંશજોને આજ્ઞા કરી છે કે કોઈએ પણ તે ભેદ જાણવાનો પ્રયત્ન ન કરતાં તેના દ્વાર ઉપર જે તાળાં લગાડયાં છે, તેમાં પોતાના તરફથી એકનો વધારો કરવો. આ પ્રમાણે ચેતવણી આપવા છતાં જે કોઈ તેનું ઉલ્લંઘન કરી તે ગુપ્ત ભેદ જાણવાનો પ્રયત્ન કરશે તો અવસ્ય તેનો નાશ થશે, એટલુંજ નહિ પણ તેની સાથે રોમન સામ્રાજ્યનો પણ લય થશે માટે હે ! રાજા તું પણ તારા પુર્વજોનું અનુકરણ કરીને સ્વર્ગસ્થ સમ્રાટની આજ્ઞાનુસાર ઉપરોક્ત દુર્ગના દ્વારોને તાળું લગાડ. ”

આ પ્રમાણે કહી તેઓ ચાલ્યા ગયા. તેમના ગયા પછી રાજા ઉક્ત દુર્ગનો ગુપ્ત ભેદ જાણવાની જીજ્ઞાસા અટકાવી શક્યો નહિ. મંત્રીઓએ ગમે તેટલું સમજાવ્યા છતાં તેણે પોતાના દુરાગ્રહનો ત્યાગ કર્યો નહિ. છેવટે એક દહાડો પોતાના અનુચરો સહિત અશ્વારૂઢ બની ઉક્ત દુર્ગ તરફ ચાલ્યો. નિકટમાં આવતાંજ તેને જણાયું કે તે એક ઉંચી ટેકરી ઉપર બાંધેલું છે. અને તેની આસપાસ અનેક ઉંચી નીચી ટેકરીઓ આવેલી છે. દુર્ગની ભીંતો શ્વેત આરસપહાણની, બનાવી તેમાં શુશોભીત આકૃતિઓ કોતરેલી છે. પ્રાતકાળે દિનકરનો પ્રકાશ દુર્ગની ભીંતો ઉપર પડતાંજ તેનું દૃષ્ય અતિ રમણીય ભાસે છે. તે સ્થળે જવા માટે પહાડીઓમાં રસ્તો કોતરી કાઢયો છે, અને દુર્ગનો પ્રવેશ દ્વાર પણ શ્યામ રંગની શીળાઓનો બનેલો છે, જેના ઉપર અનેક લોખંડી તાળાંઓ લટકી રહ્યાં છે. અને દુર્ગની ઉભય બાજુએ બે શ્વેત વસ્ત્રધારી વૃદ્ધ પુરૂષો ઉભેલા છે, તેમણે પરિધાન કરેલા વિચિત્ર વસ્ત્રો, અને તેમના મુખાકાર ઉપરથી આપણે તેમને કોઈ

સ્થળે જોયા હોય તેવું અનુમાન થાય છે. પ્રિય વાંચક! તારી કલ્પના શક્તિને ગતિમાન કરી, બતાવ કે આપણે તેમને ક્યાં જોયા હતા? જો તને સ્મરણ હોય તો આપણે તેમને રોમન નૃપતિના દરબાર ગૃહમાં જોયા હતા. હવે તને તેમનું કાંઈક સ્મરણ થયું હશે. તેઓ બીજા કોઇજ નહિ, પણ અત્યારે દુર્ગનો ભેદ જાણવાનો પ્રયત્ન કરી રહેલા નૃપતિને કિલ્લાના શીળા દ્વારને તાળું લગાડવાની સલાહ આપનાર વૃદ્ધ ગૃહસ્થો હતા. તેમણે સમ્રાટની આજ્ઞાનુસાર દુર્ગના દ્વાર ઉઘાડવાનો પ્રયત્ન કર્યો. અને એક પછી એક તાળું ઉઘાડતાં છેક સંધ્યાકાળે દુર્ગમાં જવાનો માર્ગ ઉઘાડો થયો. એટલે રોમન નૃપતિએ પોતાના અનુચરો સહ દુર્ગમાં પ્રવેશ કર્યો. ભાગ્યેજ તેઓ દશ ડગલાં આગળ વધ્યા હશે તેટલામાં એક બીજું દ્વારદષ્ટિ ગોચર થયું, કે જ્યાં એક કાંસાની મુર્તિ પહેરો ભરી રહી હતી. તેના હાથમાં લોઢાની એક સોટી હતી, જે વડે તે આસપાસની ભૂમિ ઉપર પ્રહાર કરી રહી હતી. આ દૃષ્ય જોઇને સમ્રાટ અને તેના અનુચરો કેટલાક સમય પ્રયંત દિગ્મૂઢ બની ઉભા રહ્યા, અને એકાગ્રચિત્તે તે વિચિત્ર મૂર્ત્તિની વિચિત્ર લીલા નિહાળવા લાગ્યા. એમ કરતાં તેમની દૃષ્ટિ તે મૂર્ત્તિના લલાટ ઉપર લખાયેલા આ શબ્દો ઉપર પડી. "હું મારા કર્તવ્યનું પાલન કરૂં છું." થોડીવાર રહીને સમ્રાટે ઉક્ત મુર્તિને સંબોધતાં કહ્યું "મને કોઈ પણ પ્રકારના પ્રતિકાર વિના અંદર જવા દે, કેમકે હું આ દુર્ગમાં રહેલો ગુપ્ત ભેદ જાણવા માગું છું," આ શબ્દો શ્રવણ કર્યા પછી સત્વર ઉક્ત મૂર્ત્તિએ પોતાના ગતિમાન :હાથ સ્થિર કરી સમ્રાટને તેના અનુચરોસહ અંદર જવા દીધો. એટલે રાજા પહેલો ઓરડો ઓળંગી બીજા વિશાળ ઓરડામાં આવ્યો કે જેની ભીંતો નાના પ્રકરના હીરા માણેકથી મઢેલી હતી. ઓરડાના

મધ્ય ભાગમાં એક લેખન પીઠિકા ( મેજ ) હતી, જેના ઉપર એક નાની પેટી મૂકેલી હતી, તેના ઉપર આ શબ્દો કોતરેલા હતા. “ આ પેટીમાં દુર્ગનો સઘળો ભેદ સમાએલો છે, માત્ર રાજા સિવાય અન્ય કોઇ પણ વ્યક્તિએ તેને ઉઘાડવાનો પ્રયત્ન કરવો નહિ. અને રાજાએ પણ તે ઉઘાડતાં પહેલાં યાદ રાખવું જોઈએ કે ઘણા ચિત્ર વિચિત્ર દૃષ્યો તેના જોવામાં આવશે, કે જે તેનાજ રાજ્યકાળમાં સત્ય પુરવાર થઈ પરિણામે તેને હાનીકારક થશે. ”

ઉપરોક્ત વાક્યો વાંચ્યા છતાં પણ “ પથ્થર ઉપર પાણી ” સમાન હૈયું કઠણ કરી સમ્રાટે તે પેટી ઉઘાડી. એટલે તેમાં તાંબાનું એક યંત્ર તેના જોવામાં આવ્યું. પોતે અનુભવવા ધારેલા દુર્ગના ગુપ્ત રહસ્યને બદલે તાંબાનું એક યંત્ર જોઇ તેના આશ્ચર્યનો પાર રહ્યો નહિ. તેથી પોતાની તિવ્ર જીજ્ઞાસાની તૃપ્તિ અર્થે તેણે તે યંત્ર ઉઘાડીને તેમાંથી એક કાગળ બ્હાર કાઢ્યું, કે જેના ઉપર બે શસ્ત્રધારી અશ્વારોહીઓના ચિત્રો પાડેલા હતા, ઉક્ત ચિત્રો ઉપર આ પ્રમાણે લખેલું હતું. “ ઓ મુર્ખ ! જોઇલે આ તારા શત્રુઓને કે જે તને પદચ્યુત કરી રોમન સામ્રાજ્ય પોતાને સ્વાધીન લેશે. ” આ સુચીપત્ર વાંચ્યા પછી સમ્રાટ અને તેના અનુચરોએ પુન તે ચિત્રો સામે જોયું તો યુદ્ધનો ધ્વનિ તેમની કર્ણેન્દ્રિયો સાથે અથડાયો, અને એકાએક તે કાગળ ભીષણ રણસંગ્રામના આકારમાં ફેરવાઈ ગયું. હવે કાગળને બદલે એક વિશાળ રણભૂમિ તેમના જોવામાં આવી, કે જ્યાં ખ્રિસ્તીઓ અને અરબો ભીષણ યુદ્ધ મચાવી રહ્યા હતા. રણભૂમીમાં વપરાતા શસ્ત્રોનો ખણખણાટ અને સેનિકોને ઉત્તેજન આપવા માટે વગાડવામાં આવતા વાજીંત્રોનો નાદ પણ તેમના સાંભળવામાં આવ્યો. છેવટે મુસલમાનોના પરાક્રમથી પરાજય પામી રણભૂ-

મીનો ત્યાગ કરી પલાયન કરી જતા સિપાહીઓનું દ્રશ્ય તેમના જોવામાં આવ્યું. તેમાં એક મુગટ ધારી રાજાને પણ અન્ય સૈનિકો સાથે નાસતો તેમણે જોયો, કે જેના શરીરનો બાંધો તે દ્રશ્ય જોનાર રાજા જેવોજ હતો, પણ આ તરફ તેની પીઠ હોવાથી તેઓ તેનું મુખ મંડળ જોઇ શકયા નહિ. નાસતાં નાસતાં તે રાજા એકદમ અદ્રષ્ય થઈ ગયો, અને તે ક્યાં જતો રહ્યો તે કોઈના જોવામાં આવ્યું નહિ."

તે ભયાનક દ્રષ્યથી ભયભીત બની રાજા અને તેના અનુચરો સત્વર બીજા ઓરડામાં આવ્યા. અને ત્યાં આવીને જુએ છે તો દ્વાર આગળ પહેરો ભરનાર કાંસાની મૂર્ત્તિ પણ અદ્રષ્ય. આથી આશ્ચર્ય-તામાં દિગમૂઢ બની તેઓ કિલ્લાની બ્હાર આવી જુએ છે તો દુર્ગની ઉભય બાજુએ પહેરો ભરી રહેલા વૃદ્ધ સૈનિકો કે જેમને આપણે દર બાર ગૃહમાં જોયા હતા, તેમને પૃથ્વી ઉપર પડેલા જોયા. અને ભેદી દુર્ગને પણ અગ્નિની પ્રચંડ જવાળાઓમાં લપટાએલો જોયો. દુર્ગ ચોપાસથી ભડ ભડ બળી રહ્યું છે. અને તેના પથ્થરો એક બીજાનું આલિંગન તજી જાણે રીસાયા ન હોય તેમ ઉડી ઉડીને દુર જઈપડે છે. આ દ્રષ્ય જોતાંજ ભય પામીને રાજા અને તેના અનુચરો અશ્વા રૂઢ થઇ ત્યાંથી એકદમ પલાયન થઈ ગયા, અને તલ્લૈતલાના પોતાના દુર્ગમાં પહોંચતા સુધી તેમણે પાછા ફરીને જોવું સરખું પણ નહિ.

આપણી વાર્તા સાથે સંબંધ ધરાવતા સ્થળનું પુરાતન વર્ણન ઉપર પ્રમાણે છે. ખરેખર પ્રજામાં તે એક ભયંકર સ્થળ ગણાતું હતું તેથી કોઈ પણ માણસ ત્યાં જવાની હિમ્મત કરતો નહિ. તેમ છતાં કેટલાક પિશાચરૂપી માણસો પોતાની પાપવાસના કે નીચ મનો-વૃત્તિઓ તૃપ્ત કરવા અર્થે નિશા સમયે ત્યાં જતા હતા. આ વાર્તા પણ તે પ્રકારના એક બનાવ ઉપરથી યોજવામાં આવી છે.

---

# પરિશિષ્ટ ૨ જું.

## ગુપ્ત ષડયંત્ર.

આપણી વાર્તામાં જે ઘટનાનું વર્ણન કરવામાં આવ્યું છે તેનો આરંભ એક ઘોર અંધકારમયી રાત્રીથી થાય છે. ભાદરવા માસના કૃષ્ણ પક્ષની એક અંધકારમયી રાત્રીએ ઉષા ઉપર વિજય પ્રાપ્ત કરી પોતાનું સામ્રાજ્ય સ્થાપ્યું છે. આકાશ સ્યામ વાદળાંઓથી આચ્છાદિત થએલું છે. ખદ્યોતમંડળ સ્યામ વાદળાંઓમાં અદૃષ્ય થઇ ગયું છે. ચંદ્રમા ઘડીએ ઘડીએ લોકોને પોતાના દર્શન કરાવી વાદળાંઓમાં સંતાઈ જઈ નાસાગોસીની રમત કરતો હોય તેમ જણાય છે. તલેતલા શહેરના મોટા મોટા રસ્તાઓ આ સમયે જનસુન્ય અને નિરવ જણાય છે. માત્ર કોઈ કોઈ સ્થળે કંસારીનો તિણો સાદ, અને પાણીના ખાબોચીયામાંથી દેડકાંઓનો "ડ્રૂંઉં"નો ઘોર નાદ સંભળાય છે. ખ્રિસ્તી દેવળોમાં થતો ઘંટનાદ અને પવિત્ર મસ્જીદોમાંથી આવતા "અઝાન"ના સુરીલા સરોદો બંધ પડયા છે. પણ દુરથી શિયાળવાઓના "હુંવા, હુંવા"ના પોકારો અને રોન ફરનારા સિપાહીઓનો અવાજ સંભળાય છે. આખા દિવસના પરિશ્રમથી મુક્ત થઇ વિશ્રાન્તી લેવા માટે લોકો સથ્યાવશ બની ઘોર નિદ્રામાં પડયા છે. દિવસના સમયે વેપારધંધો કરનારાઓ તો આ સમયે આરામ લઇ રહ્યા છે. પણ નિશા સમયના ઉદ્યમીઓ આવી અંધકારમયી રાત્રીનો લાભ લઇ પારકો માલ પોતાનો

*કરવા માટે નિદ્રા અને પોતાના ગૃહનો ત્યાગ કરી બ્હાર નીકળી પડયા છે. અને કોઇના ઘરમાં પેસવાને માટે ગલીકુંચીઓમાં સંતાઇને લાગ સાધી રહ્યા છે. રામજણીઓ શૃંગાર સજી કાંઇક ઉદ્યમ શોધવાની મનેચ્છાથી પોતાના ઘરની બારીઓમાં આવી ઉભી રહી છે. અને વેશ્યાગામીઓ પણ પોતાની નીચ વાસનાઓ તૃપ્ત કરવા અર્થે પોતાની પત્નિને નિદ્રામાં પડતી મૂકી લપાતા છુપાતા તે સ્થળે આવી રહ્યાં છે. તેઓ ક્ષણિક સુખને માટે પોતાની સંપત્તિ અને કુટુંબ પ્રતિષ્ઠાનો નાશ કરવાને તત્પર થયા છે. આગળ બતાવ્યા પ્રમાણે આખા દિવસના પરિશ્રમથી કંટાળેલા સજ્જનો તો અત્યારે શાંતિથી નિદ્રા લઇ રહ્યા છે. પણ કેટલાક દુષ્ટ અને નીચ માણસો પોતાનો શિકાર શોધવા માટે ઘરમાંથી બહાર નીકળી પડયા છે. આવો વ્યવહાર તે સમયે તમેતલા શહેરમાં ચાલી રહ્યો છે. પ્રિય પાઠક ! આપણે આપણી કલ્પના શક્તિદ્વારા સઘળી નગરચર્ચા તો જોઇ લીધી, પણ માત્ર નગર બ્હારની ચર્ચા જોવાની બાકી છે. માટે ચાલ તે પણ જોઇ આવીએ. પણ સબુર ! સામેની ગલીમાં પ્રકાશ કેવો દેખાય છે ? શું તે કોઇના ઘરમાં બળતા દીપકનો હશે ? ના. ના. જો તેમ હોય તો તેનું અજવાળું બ્હારના રસ્તા ઉપર પડે નહિ, ત્યારે શું તે વિજળીનો ચમકારો હશે ? તેમ પણ હોઈ શકે નહિ. કેમકે જો તેમ હોય તો તે પ્રકાશ એક ક્ષણમાં નષ્ટ થઈ જાય. પરંતુ આપણી સામે દેખાતો પ્રકાશ તો નષ્ટ નહિ થતાં સમીપ આવતો જણાય છે. તેથી તે વિજળીનો પ્રકાશ તો હોઇ શકેજ નહિ. ત્યારે તે શું તે કોઇ ભૂત પિશાચની લીલા હશે ? ગમે તે હોય, પણ તે વિષે દુર ઉભા રહીને વિચાર કરવા કરતાં પાસે જઇને જોઇએ કે તે શું છે ? પણ સબુર ! કાંઈ પણ ઘોંઘાટ કર્યા વિના ત્યાં શાંતિથી જવાની જરૂર છે. કેમકે જો તે પ્રેતલીલા હોય તો પ્રાણ

જોખમમાં આવી પડવાનો સંભવ છે. માટે ચાલ ધીરે ધીરે તે સ્થળે જઇએ. જો હવે તે પ્રકાશ આપણી નિકટમાંજ જણાય છે, માટે આગળ નહિ વધતાં આ વડવૃક્ષના થડમાં સંતાઇનેજ તેમની લીલા જોઇએ. જુઓ તેમની સંખ્યા લગભગ બાર માણસોની જણાય છે, જેમાં કેટલીક સ્ત્રીઓ પણ છે. પુરૂષોએ ખ્રિસ્તી પાદરીઓ જેવા અને સ્ત્રીઓએ ખ્રિસ્તી દેવળોને અર્પણ થએલી "સાધ્વીઓ" જેવા વસ્ત્રો પહેર્યાં છે. તે ઉપરથી તેઓ ખ્રિસ્તી ધર્મના અનુયાયી હોવાનું અનુમાન થઇ શકે છે? પણ આવી ઘોર રાત્રીએ નગર બ્હાર જવાનું તેમને શું પ્રયોજન હશે તે સમજાતું નથી. માટે ચાલ આપણે પણ ગુપ્ત રીતે તેમની પાછળ જઇ સઘળી ચિકિત્સા જોઇએ. આ સ્થળે સંતાઇ રહેવાથી આપણે કાંઇ પણ જોઇ શકીશું નહિ. ઓહો! આપણે કેટલે દુર નિકળી આવ્યા! અરે પણ સામે પેલું ખંડેર જેવું શું જણાય છે? દેખાવ ઉપરથી તો તે પ્રથમ પરિશિષ્ટમાં વર્ણવેલા ભેદી દુર્ગના ખંડેર જેવું જણાય છે. ત્યારે શું તે તેજ હશે કે? ખરેખર આ તેજ ખંડેર છે. પણ આવી ઘોર રાત્રીના સમયે તેઓ આવા નિર્જન અને ભયંકર સ્થળમાં કેમ આવ્યા હશે તે સમજવામાં આવતું નથી. માટે ચાલ આપણે પણ તેમની સાથે ખંડેરમાં જઇએ. વખતે આ લાંબા પ્રવાસથી તું થાકી ગયો હશે, પણ હવે ગભરાવાનું કે કંટાળવાનું કાંઈ કારણ નથી. અને જ્યારે આવી ઘોર રાત્રીમાં બહાર નિકળવાનો સાહસ કરી આવા નિર્જન સ્થળમાં આવી પહોંચ્યા છીએ તો શા માટે આપણે ઉપરોક્ત ટોળીની ભેદી લીલા જોવાનો લાભ ન લેવો જોઇએ? દૈવવસાતે આપણને જે તક મળી છે, તેનો લાભ જો ન લઇએ તો આપણો શ્રમ વ્યર્થ છે. માટે "જીવ્યા કરતાં જોયું ભલું" એ મહાન સુત્રાનુસાર ચાલ આપણે તે ખંડેરમાં પ્રવેશ કરીએ.

હા. કદાચ તું તે ભયાનક સ્થળથી ગભરાતો હશે, પણ તેમ કરવાનું કાંઈ પણ પ્રયોજન નથી. આપણી પાસે એક એવો મંત્ર છે, અને એવી શક્તિ છે કે જે વડે એક નિમિષ માત્રમાં આપણે ગમે તે સ્થળે જઈ શકીએ, અને તે શક્તિના પ્રતાપે દેવ, દાનવ, પિશાચ પ્રેત કોઈ આપણને ઇજા કરી શકે નહિ. ઇજા કરવી તો બાજુએ રહી પરંતુ તેઓ આપણને જોઇ પણ શકે નહિ, માટે નિર્ભય બનીને મારી સાથે ચાલ્યો આવ. હવે તને ચાલવાનો પણ શ્રમ ઉઠાવવો નહિ પડે. હું મારી શક્તિ વડે એક નિમિષ માત્રમાં તને ત્યાં લઇ જઈશ. માટે તારા દિવ્ય ચક્ષુઓ બંધ કર. જો ! માત્ર નેત્ર મીંચીને ઉઘાડતાંજ આપણે ધારેલા સ્થળે આવી પહોંચ્યા. અહિંથી આગળ વધવામાં કાંઇ સાર નથી. આ સ્થળે ઉભા રહીનેજ આપણે સઘળી લીલા જોઇ શકીશું.

જુઓ તેઓ અરસ્પરસ કાંઇ વાર્તાલાપ કરી રહ્યા છે. તેઓ શી વાત કરે છે તે જાણવા માટે જરા લક્ષ આપીને સાંભળો. જુઓ એક યુવતી પોતાની નિકટમાં ઉભેલા યુવકને કાંઇક કહે છે, તેનો સાદ આપણી કર્ણેન્દ્રિયો સાથે બરાબર અથડાય છે. તેમની વચ્ચે આ પ્રમાણે વાર્તાલાપ ચાલે છે જોન ! મને આ નિર્જન સ્થળમાં ઘણો ભય લાગે છે, અને આસપાસજોતાં કંપારવ છુટી શરીરના રોમાંચ ઉભા થાય છે.

જોન—ભય રાખવાનું કાંઇ પણ પ્રયોજન નથી, અંતઃકરણમાં જરા ધીરજ રાખો. પણ મેરી તમે આટલા બીકણ કેમ છો ?

મેરી—જોન ! હું બીકણ છું તે વાતતો આપણા સઘળા સધ્યાયીઓ જાણે છે, પરંતુ હમણા તો તમે પણ ભય પામતા હો તેમ જણાય છે. તમારી મુખાકૃતિ ઉપર ભયના ચિન્હ સ્પષ્ટ જણાય છે.

જોન—આ સ્થળે જગતનિયંતાનો કોપ ઉતર્યો હતો, અને અમારા દુષ્કર્મોનો બદલો અહિંઆંથીજ મળ્યો હતો.

મેરી—ચાલો તે વાત બંધ કરો. અને એ બતાવ કે આપણા ધર્મ ગુરૂ યુસીસીઝ આપણને અહિંઆ શા માટે લાવ્યા છે ?

જોન—તે વિષે હું કાંઈ પણ જાણતો નથી, પરંતુ કોઇ ગુપ્ત કાર્યની સાધના અર્થેજ મુસલમાનોથી ગુપ્ત રીતે તે આપણને અહિંઆ લાવ્યા છે.

આવી રીતે તે બન્ને વ્યક્તિઓ વાર્તાલાપ કરી રહી છે, એટલામાં તેમની પાછળ ઉભેલા એક યુવકે પાછળ ફરીને એક સ્ત્રીનો હાથ પકડયો. અને તેને પોતાની હારમાં લાવી તેના કાનમાં કહ્યું કેસેન્ટ કેથેરાઇનિ તમે ડરતા તો નથીને ?

કેથેરાઇને તેના સ્કંધ ઉપર મસ્તિક નાખી દઇને અશ્રુપાત કરતાં કહ્યું કે "ફરડીનાન્ડ" વખતે આ વાત તમે માનશો નહિ. પરંતુ મને તો આપણી આસપાસનું દૃષ્ય જોતાંજ આપણા દુષ્કર્મો સાંભરી આવે છે, અને તેમનું પુનસ્મરણ થતાંજ શરીરમાં રોમાંચ થાય છે."

ફરડીનાન્ડ—કેથેરાઇનિ ! તમારા અંતઃકરણમાંથી ભયને દુર કરો. જ્યારે આપણી સાથે આટલા બધાં માણસો છે તો ડરવાનું શું પ્રયોજન ?

કેથેરાઇનિ—આપણા રોમન રાજા આ સ્થળે કાંઇ એકલા આવ્યા ન હતા. તેમની સાથે ઘણા અનુચરો, અને દરબારીઓ હતા, છતાં પણ તે ભય પામ્યા તો હું શી ગણત્રીમાં ?

ફરડીનાન્ડ—તે સમય હમણા કરતાં બહુ જુદોજ હતો. ત્યાર પછી અત્યાર સુધીમાં તેવો બનાવ પૂન બન્યો નથી.

આ પ્રમાણે વાર્તાલાપ કરતાં કરતાં તેઓ એક ટેકરી પાસે આવી પહોંચ્યા. અને ત્યાં પહોંચતાંજ મશાલો ભોંયમાં રોપીને તેઓ ભોંય ઉપર બેસી ગયા. અને થોડા સમય પ્રયંત એક શબ્દ સરખો પણ નહિ ઉચ્ચારતાં મૌન્ય બેસી રહ્યા. થોડી વાર પછી તે ટોળીમાંનો એક સાધુ ઉભો થયો. તેણે વિચિત્ર પ્રકારના વસ્ત્રો પરિધાન કરેલા હોવાથી તે અત્યારે મનુષ્યાકૃતિ કરતાં પિશાચાકૃતિને વધુ મળતો આવતો હતો, એટલુંજ નહિ પણ તે ભયંકર સ્થળ તેની આકૃતિ વિષે સાક્ષી પુરતું હતું.

તે વિચિત્ર આકૃતિ સામે સઘળા લોકો કેટલીક વાર સુધી જોઇ રહ્યા. પછી તે વૃદ્ધ પાદરીએ ચાંદીના વધસ્થંભની એક આકૃતિ તે લોકો સામે ધરી. એટલે સઘળા લોકોએ ઉભા થઇને તે પવિત્ર ગણાતા ધાર્મિક ચિન્હને નમન કર્યું. તે લોકો પાછા ઉભા થાય તે પહેલાં તે વૃદ્ધ પાદરીએ તેમને સંબોધતાં કહ્યું "પ્રિય પુત્રો અને પુત્રીઓ! તમે ઇસુ ખ્રિસ્તની સેવા બજાવવાને તૈયાર થાઓ."

આ વાકય સાંભળીને સઘળા લોકો માથું ઉંચું કરીને તે વૃદ્ધ પાદરીની સામે આશ્ચર્યચકિત દૃષ્ટિએ જોવા લાગ્યા.

ઉકત વૃદ્ધ પાદરી ચુલીસીઝ મુસલમાન રાજકર્તાની સમ્મતી અને ખ્રિસ્તીઓની પસંદગીથી સમસ્ત સ્પેન દેશના સઘળા ખ્રિસ્તી દેવળોના અધ્યક્ષનો હોદ્દો ભોગવતો હતો, અને દેશના બીજા દેવળોની તપાસ કરવા માટે વારંવાર જતો હતો, અને તેવાજ હેતુથી હાલમાં તલૈતલા નગરમાં આવ્યો હતો. તેની આ મુલાકાતમાં કાંઇ ગુપ્ત ભેદ સમાયલો હતો, કે જે વિષે તેના સધ્યાયીઓ કેવળ અજ્ઞાન હતા. પોતાના અનુયાયીઓ સાથે મંત્રણા કરવા માટેજ હમણા તે ઉકત ભયંકર સ્થળે આવ્યો હતો.

આગળ જણાવ્યા પ્રમાણે પોતાના અનુયાયીઓ સમક્ષ ખ્રિસ્તી ધર્મના પરમ પૂજ્ય ચિન્હ રૂપી વધસ્થંભ કેટલીક વાર સુધી ધરી રાખ્યા પછી તે આવેશયુક્ત વાણીમાં બોલવા લાગ્યો "પ્રિય પુત્રો! તમે જાણો છો કે આ કેવું પવિત્ર સ્થળ છે? આ તેજ સ્થળ છે કે જ્યાં મહાન હરક્યુલના ગુપ્ત ભેદભરમો લાંબા સમય પર્યંત જળવાઇ રહ્યા હતા. જેમ અમારો તે ગુપ્ત ભેદ અહિંઆંજ જળવાઇ રહ્યો હતો, તેમ અમારા નાશનો પ્રારંભ પણ અહિંઆંથીજ થયો હતો."

ઓ ખ્રિસ્તી ધર્મના અનુયાયીઓ! મને ખાત્રી છે કે આપણા શત્રુઓના નાશનો પ્રારંભ પણ અહિંઆંથીજ ઉપસ્થિત થશે, અને તે વિષે મને પ્રેરણા થઈ ચુકી છે. તે સમય ઘણો નિકટ છે કે જ્યારે સ્પેન ઉપર ખ્રિસ્તી રાજ્યની પતાકા પૂન ફરકતી થશે. અને આપણા શત્રુઓ કાંતો કપાઇ મરશે, કે કાંતો દેશનો ત્યાગ કરી વનમાં રઝળતા ફરશે. કહો! તમે સઘળા તેવા શુભ પ્રસંગને જોવા માટે ઉત્સુક છો કે નહિ"?

અનુયાયીઓ—અમે સઘળા તેવા શુભ સમય જોવાને માટે ઘણા ઉત્સુક છીએ.

પોતાના હાથમાં પકડી રાખેલા વધસ્થંભને નીચું નમાવી યુસીસીઝે કહ્યું. "ખ્રિસ્તી ધર્મ પરત્વેની તમારી દ્રઢ ભક્તિ જોઇ હું અતિ પ્રસન્ન થયો છું. પણ જો તમારૂં કથન સત્ય હોય તો આગળ આવીને આપણા ધર્મના પવિત્ર ચિન્હ રૂપી આ વધસ્થંભને ચુંબન કરી તેનું રક્ષણ કરવાની પ્રતિજ્ઞા લો."

તેના કહેવા પ્રમાણે સઘળા મનુષ્યોએ માનપુર્વક વધસ્થંભને ચુંબન કરી પ્રતિજ્ઞા લીધી "અમે દરેક ધાર્મિક ભેદ ગુપ્ત રાખ-

વાનો પ્રયત્ન કરીશું, અને પ્રાણ જતાં પણ આજનો ભેદ કોઇ પણ વ્યક્તિને કહીશું નહિ.''

આ પ્રમાણે પ્રતિજ્ઞા લેવાનું કાર્ય સમાપ્ત થયા પછી સઘળા લોકો ભોંય ઉપર બેસી ગયા. એટલે વસ્ત્રસ્થંભ હલાવીને વૃદ્ધ યુલીસીઝ આ પ્રમાણે કહેવા લાગ્યો. "કોરડોવા નગરમાંથી હું આ શહેરમાં શા માટે આવ્યો, અને જે સ્થળે શુરવીર માણસો પણ જતાં અચકાય છે. ત્યાં તમને સઘળાને શા માટે લાવ્યો, તે તમારામાંથી કોઈ પણ માણસ જાણતો નહિ હોય. લાંબા સમયથી મારા અંતઃકરણની એક ગુપ્ત વાત તમને કહેવા માટે હું ઉત્સુક હતો, પણ તેને માટે કોઇ સુયોગ મળ્યો નહિ. છેવટે જગતકર્તાએ મારા ઉરની ઉર્મીઓ તમને નિવેદન કરવાનો જે દિવ્ય અને અલભ્ય પ્રસંગ મને આપ્યો છે, તેને માટે તે મહાન વિભુનો આભાર માની લાંબા સમય સુધી મારા અંતઃકરણમાં ગુપ્ત રહેલો ભેદ આજે તમારી સમક્ષ નિવેદન કરૂં છું. સાંભળો ! કોરડોવા નગરમાં એક ખ્રિસ્તી રમણી દ્વારા ઉત્પન્ન થએલી એક મુસલમાન ગૃહસ્થની ફ્લોરા ( વસંતિકા ) નામક એક કન્યા તેના સહોદરોના હાથે અનેક સંકટો સહન કરી રહી છે. પ્રાચીન ખ્રિસ્તી સામ્રાજ્યનું તલૈતલા પાટનગર છે, એ તો તમને સઘળાને સુવિદિત છે. અને હું પણ વારંવાર કહી ચુક્યો છું કે મહાન હરક્યુલનો ગુપ્ત ભેદ લાંબા સમય પ્રર્યંત આ સ્થળે ગુપ્ત રહ્યો હતો. અને તેથીજ આપણી ગુપ્ત મંત્રણાને માટે આ સ્થળ પસંદ કરીને કોરડોવા નગરમાંથી તલૈતલા શહેરમાં આવી ઘોર અંધકારમયી રાત્રીએ તમને સઘળાને અહિં લાવ્યો છું. માટે તમે સઘળા મારૂં કથન એક ચિતે શ્રવણ કરો. જે કોઇ વ્યક્તિ ઇશ્વરના પુત્ર ઇસુ ખ્રિસ્તની અવજ્ઞા કરશે તેને માટે તે ન્યાયના દિવસે

પોતાના પિતાને ભલામણ કરશે નહિ. પરંતુ મારે સખેદ કહેવું પડે છે કે તમે તેના ઉપર ભક્તિભાવ રાખવાનો ડોળ કરો છો, પણ તમારી પ્રિતીની કસોટી કાર્યદ્વારા કરતા નથી. અરે તમારા કાર્યો તો ઇસુ ખ્રિસ્તની અવજ્ઞા કરે છે. માત્ર વધસ્થંભનેજ નમન કરવું તેનું નામ ધર્મપરાયણુતા નથી. ખરો ધર્મપરાયણ તો તેજ ગણાય કે જે પોતાના ધર્મને માટે પ્રાણાંત કરવાને તત્પર હોય. માટે જો તમે ખરા ધર્મપરાયણ હો તો ધર્મના દ્વેષીઓ ઉપર વૈર લેવાને તૈયાર થઈ જાવ. આપણા દીન બંધુઓની મુક્તિ અર્થે પ્રાણાર્પણ કરવાની હું તમને ભલામણ કરૂં છું. તેવા કૃત્યથી આપણને પાપમાંથી મુક્તિ મળશે, એટલુંજ નહિ પણ કોઈ દહાડે આપણા અન્ય બંધુઓ પણ આપણું અનુકરણ કરશે. અને તેમના વડે ખ્રિસ્તીઓનું પુનરોદ્ધાર થશે. આ તેજ ઉર્મિઓ છે કે જે લાંબા સમયથી મારા અંતઃકરણમાં સંતાઇ રહી હતી. આપણા ધર્મને માટે પ્રાણ આપવાનો મેં પણ નિશ્ચય કર્યો છે, અને જોઉં છું કે સ્પેનના ખ્રિસ્તીઓમાં કેટલો ધર્મોત્સાહ રહેલો છે."

તે વૃદ્ધ પાદરી યુલીસીઝે પોતાનું ભાષણ સમાપ્ત કર્યા પછી તે સ્થળે કેટલીક વાર સુધી પૂર્ન શાંતિ પથરાઇ રહી. પાએક ઘટીકા સુધી મૌન્ય ધારણ કર્યા પછી, ભોંય ઉપર બેઠેલી ટોળીમાંથી એક જોન નામનો યુવક બોલી ઉઠયો "જ્યાં સુધી અમે મુસલમાનો સામે બળવો ઉઠાવીએ નહિ ત્યાં સુધી તેઓ અમારી સાથે યુદ્ધ કરવાને તૈયાર થાય નહિ તો, ધર્મને માટે પ્રાણાર્પણ કેવી રીતે કરવો ?"

યુલીસીઝ—તેને માટે તમે નચિંત રહો. મેં એક એવી યુક્તિ શોધી કાઢી છે, કે જેને લીધે મુસલમાનો ક્રોધે ભરાઇને આપણી સાથે

લડવા માટે આવશે, એટલે આપણને લડવાનું ફાવશે. પણ તે યુક્તિ અનુસાર આપણામાંના સર્વેને કાઝીને ત્યાં જઇ તેમના મહાન પેગમ્બર સલ્અમને માટે અપશબ્દો પ્રયોગ કરવા પડશે.

જોન—હું આપની આજ્ઞાનું ઉલ્લંઘન કરવા ઇચ્છતો નથી, પણ મારે કહેવું જોઇએ કે તેવી રીતે વર્તવાથી આપણે ઘણા અવિવેકી ગણાઇશું. જો યાહુદીઓ સાથે તેવી વર્તણૂંક ચલાવવાની હોત તો તે એક જુદી વાત હતી. પણ મુસલમાનો તો ઇસુ ખ્રિસ્ત પરત્વે આપણા કરતાં પણ વધારે સારો ભાવ દર્શાવે છે. અને તેમના નામની સાથે " અલયહિસ્સલામ [1] " એવા માનસુચક શબ્દનો પ્રયોગ કરે છે, કે જેવો આપણે પણ ભાગ્યેજ કરતા હોઇશું. તેમ છતાં જો આપણે તેમના પવિત્ર ધર્મ ઉપર અયોગ્ય હુમલો કરીશું તો લોકો આપણનેજ દોષ પાત્ર ઠરાવશે.

ક્રોધપુર્વક યુલીસીઝે કહ્યું, " શું ખ્રિસ્તીઓએ ઇસુ ખ્રિસ્તની માયા તજીને મુસલમાનોની આધીનતા સ્વીકારી છે? " અલયહિસ્સ-લામ " કહેવાથી શું સાર્થક થયું? શું તેઓ ખ્રિસ્તને ઇશ્વરના પુત્ર તરીકે સ્વીકારે છે? "

ફરડીનાન્ડ—આપની આજ્ઞાનું ઉલ્લંઘન કરવાની અમારી ઇચ્છા નથી. પરંતુ જોનની શિખામણ તદન ત્યાજ્ય નથી. પણ જો આપે ઇસુ ખ્રિસ્તને માટે પ્રાણાર્પણ કરવાનોજ દ્રઢ નિશ્ચય કર્યો હોય તો અમે પણ આપના કાર્યમાં સમ્મત છીએ. અને પ્રતિ-જ્ઞાપુર્વક જણાવીએ છીએ કે, " કાર્યં સાધ્યામિ વા દેહં પાત્યામિ. " એ મહાન સુત્રાનુસાર કાર્ય સફળ થતાં સુધી પાછા હઠીશું નહિ.

1 જગતકર્તા તેમના ઉપર પ્રસન્ન થાઓ.

જોન—હું પણ આપના નિશ્ચયની વિરૂદ્ધ નથી. કોરડોવાના દેવળાધ્યક્ષ જે આજ્ઞા કરશે તે પ્રમાણે વર્તવાને અમે સર્વે તૈયાર છીએ. પરંતુ મને જે યોગ્ય લાગ્યું તે મેં આપને કહ્યું. તેનો સ્વીકાર વા અસ્વીકાર કરવો તે આપના હાથમાં છે.

યુલીસીઝ—હું મારા નિશ્ચયને દ્રઢતાપુર્વક વળગી રહી કહું છું કે જે માણસ ધર્મને માટે પ્રાણ આપવાને તૈયાર થશે, તેનું નામ પવિત્ર સાધુઓના સુચીપત્રમાં દાખલ કરવામાં આવશે. તદુપરાંત લોકો પણ તેના યથોચિત વખાણ કરશે. આ સમયે ખ્રિસ્તીઓમાં પ્રાણાર્પણનો ઉત્સાહ એટલો તો પ્રગટ થવો જોઇએ કે શત્રુઓ આપણા પ્રાણ લેતાં થાકે, પણ આપણે પ્રાણ આપતાં થાકીએ નહિ. મારી આ ભલામણ સ્ત્રીપુરૂષો ઉભયને માટે છે.

એલીઝાબેથ—હું તો આયુષ્યથી એટલી તો કંટાળી ગઈ છું કે, હમણાજ પ્રાણ આપવાને માટે તૈયાર છું, જો હું ધાર્મિક યુદ્ધમાં મરી જાઉં તો મારા સઘળા અપરાધો ક્ષમા થઈ જાય. હું ધારૂંછું કે મારી બીજી બેનો પણ ખ્રિસ્તને માટે પ્રાણ આપવાને તૈયાર થશે. આ પ્રમાણે બોલતાં બોલતાં તેના નેત્રોમાંથી અશ્રુપ્રવાહ ચાલવા લાગ્યો. તેને કોટી કરતાં મેરીએ કહ્યું, " એલીઝાબેથ હું જાણુતી નહતી કે તમે આટલા દુખી હશો. " એક દીર્ઘ શ્વાસ લઇને એલીઝાબેથે કહ્યું, " જેના ઉપર સંકટ આવી પડે છે, તેનેજ તેનો અનુભવ હોય છે, બીજાઓને તેનો અનુભવ હોતો નથી. હવે મારે માટે તો એજ માર્ગ ઉત્તમ છે કે કોરડોવામાં જઇને પ્રાણાર્પણ કરૂં. "

એલીઝાબેથના આવાં શોકોદ્ગાર સાંભળીને પાસે ઉભેલા ફરડી-

નાન્ડના મુખ ઉપર સ્મિત હાસ્ય પ્રગટ થયું, પણ તે પોતાના મનોભાવ છુપાવીને શાંત રહ્યો, અને યુલીસીઝ પોતાની મનોવૃત્તિઓ કળે નહિ તે માટે ચેષ્ટા કરવા લાગ્યો.

યુલીસીઝ—હું ઇચ્છું છું કે પ્રાણાર્પણ કરવાની ભાવના શુદ્ધ અંતઃકરણ અને નિસ્પૃહાવૃત્તિથી થવી જોઇએ એલીઝાએથ! તમારી વાતો ઉપરથી જણાય છે કે કોઈ એક અમુક કારણથી કંટાળીનેજ તમે પ્રાણાર્પણ કરવાને તૈયાર થયા છો. તોપણ તમારી વિનંતીનો હું અસ્વીકાર કરવા માગતો નથી. કોરડોવામાં ગયા પછી કાર્યનો આરંભ કરતાં પહેલાં હું તમને બોલાવીશ.

એલીઝાએથ—હું આપની મહદ્ આભારી થઇ છું.

યુલીસીઝ—બસ! હવે મારૂં કર્તવ્ય પુરૂં થયું. તેથી હવે આપણે આ સ્થળનો ત્યાગ કરવો જોઇએ. પણ અહિંથી જતા પહેલાં વધસ્થંભને નમન કરી તેના રક્ષણ માટે પ્રતિજ્ઞા લેવાની દરેકને ભલામણ કરૂં છું.

વૃદ્ધ પાદરીની આજ્ઞાનુસાર સઘળા માણસો એ વધસ્થંભને નમન કરીને ફરી પ્રતિજ્ઞા લીધી. આ કામ પુરૂં થયા પછી મશાલો લઈ તેઓ શહેર તરફ ચાલ્યા. પ્રિય વાંચક! આપણે તે વૃદ્ધ પાદરી અને તેના અનુયાયીઓની સઘળી ચેષ્ટાઓ જોઈ. અને તેમના વિતંડાવાદ પણ સાંભળ્યા. પરંતુ હવે તેઓ શું કરે છે તે જાણવા માટે તારે મારી સાથે કાઝી મહમદને ત્યાં આવવું પડશે.

# પરિશિષ્ટ ૩ જું.

## ન્યાયપ્રિય ન્યાયાધીશ.

આ વાર્તામાં જે સમયનો ઉલ્લેખ કરેલો છે, તે સમયે સ્પેન દેશ ઉપર દ્વિત્ય અબ્દુર્રહેમાન રાજસત્તા ચલાવતા હતા. જો કે તેમણે અત્યાર સુધી ખલીફા પદ ધારણ કર્યું ન હતું, તો પણ તેમના સામ્રાજ્યનો વિસ્તાર અને સમૃદ્ધિનો દીર્ઘદૃષ્ટિથી વિચાર કરતાં તેમને એક મહાન સમ્રાટની ઉપમા આપવામાં આવે તો તે અયોગ્ય ગણાય નહિ. ઉક્ત દેશમાં ઇસ્લામી સામ્રાજ્યની સ્થાપના મોઆવીઆના પુત્ર અબ્દુર્રહેમાને કરી હતી, હાલનો શહેનશાહ તેમનો વંશજ હોવાથી તેમને દ્વિત્ય અબ્દુર્રહેમાનના નામથી ઓળખવામાં આવે છે.

આ સમય મુસલમાનોની ઉન્નતિનો હતો, અથવા બીજા શબ્દોમાં કહીએ તો તેમની ચઢતી કળા હતી, દુનિઆના ઘણા ભાગમાં તેમણે પોતાની વિજય પતાકા ફરકાવી હતી. અને તેજ પ્રમાણે સ્પેન પણ તેમણે જીતી લીધું હતું. હાલના સમ્રાટ દ્વિત્ય અબ્દુર્રહેમાને કાર્ય દક્ષતાથી દેશની ઉન્નતિ કરી હતી. જે બળખાખોર ખ્રિસ્તીઓ ઉક્ત દેશ ઉપર વારંવાર ચઢાઇ કરી સમ્રાટને નચિંતાઇથી બેસવા દેતા ન હતા, તેમનો પરાજય કરી તેમને ગિરીકંદરાઓમાં હાંકી કાઢવામાં આવ્યા, તદુપરાંત જે બળવાખોર મુસલમાનો સ્વધર્મી સમ્રાટ સામે વારંવાર બળવો જગાડતા હતા, તેમની પણ યોગ્ય વ્યવસ્થા કરવામાં

આવી. આ પ્રકારના બનાવો ઘણા ભાગે તલૈતલામાંજ બનતા હોવાથી તેમનો અવરોધ કરવા અર્થે એક વિશાળ સૈન્ય ત્યાં રાખવામાં આવ્યું, અને જ્યારે બળવાખોરોએ આધીન થઈ સમ્રાટની તાબેદારી સ્વીકારી ત્યારે ઉદાર સમ્રાટે પોતાની ઉદારતાનો પરિચય કરાવી તેમને માફી આપી. બળવો સમી ગયા પછી કેટલાક વેપારીઓએ દરબારમાં હાજર થઇ બળવાખોર આગેવાનોના નામ આપ્યા. પણ ઉદારચિત સમ્રાટે તેમને આ પ્રમાણે જવાબ આપ્યો. "મેં તેમનો પ્રથમ અપરાધ ક્ષમા કર્યો છે. તેથી હું તેમને કાંઇ પણ શિક્ષા કરવા ઇચ્છતો નથી તેમ છતાં જો તેઓ ફરી બંડ ઉઠાવશે તો તેમને વશ કરવાની શક્તિ મને પરમ કૃપાળુ પરમાત્મા આપશે, તેમના તેવા અપકૃત્યોથી મને તો કાંઇ પણ નુકશાન થવાનું નથી, પણ ઉલટા તેઓ જગતકર્તાનો અનંતગણો અપરાધ વ્હોરી લે છે."

સમ્રાટ અબ્દુર્રહેમાન અપરાધીઓને માત્ર શિક્ષામાંથી મુક્ત કરીનેજ બેસી રહ્યા નહિ, પરંતુ તેમણે પોતાના સેનાધ્યક્ષોને પણ એવી સુચના આપી કે તેમણે પરાજીત શત્રુને પ્રાણદંડની શિક્ષા કરવી નહિ.

પ્રજાને પોતાની ઉદારતાનો પરિચય કરાવ્યા ઉપરાંત તેમણે નગરની અનેક મસ્જીદો, અને અન્ય લોકોપયોગી ઇમારતો દુરસ્ત કરાવી. રસ્તાઓ તૈયાર કરાવ્યા અને કોરડોવાના જળાસયોમાંથી ચકલીઓદ્વારા શહેરના લોકોને પાણી પુરૂં પાડયું. મોટા મોટા રસ્તાઓ ઉપર જળ સિંચન કરવાની આજ્ઞા આપી. અને પ્રજાના લાભાર્થે નગરમાં દરેક સ્થળે કુવાઓ ખોદાવીને પ્રાણીઓ માટે હવાડા બંધાવ્યા. કેળવણીનો પ્રચાર તો એટલી સીમા પ્રયંત થયો હતો કે શહેરનું એક પણ ગ્રામ્ય વિદ્યાલય વિના ભાગ્યેજ વંચિત રહ્યું હશે. કોરડોવાની યુનિવર્સીટી સ્પેનની તે જાહોજલાલીનું આજે પણ સ્મરણ કરાવે છે. ઉક્ત વિદ્યા-

લયમાં યુરોપખંડના ભિન્ન ભિન્ન દેશના નાગરિકો વિદ્યાભ્યાસ કરવા માટે આવતા હતા. યાકુબ અને બશીર નામક બે રાજપુત્રો પણ ત્યાં વિદ્યા સંપાદન કરતા હતા. એક બીજી શાળામાં લગભગ ૨૦૦ નિરાશ્રીત બાળકો વિદ્યાભ્યાસ કરતા હતા. આ સઘળું ખરચ રાજકોષમાંથીજ આપવામાં આવતું. અબદુર્રહેમાનના પ્રપૌત્ર કાઝી મહમદ ઝીયા ઉક્ત વિદ્યાલયો ઉપર દેખરેખ રાખતા હતા.

મહમદ ઝિયા એક સમર્થ વિદ્વાન અને રાજનૈતિક પુરૂષ હોવાથી તેમણે પ્રજાની સંપુર્ણ પ્રિતી સંપાદન કરી હતી. આખો દહાડો તે ન્યાયના કામમાંજ પ્રવર્ત રહેતા. અને નિશા સમયે શહેરના સંભવિત નાગરિકોને આમંત્રણ કરી તેમની સાથે રાજકિય બાબતો ઉપર ચર્ચા ચલાવતા. તેથી રાજા અને પ્રજા ઉભયને લાભ થતો હતો. સમ્રાટને નિજ પ્રજાના સંકટો જાણવાનો, અને તે નિવારણ કરી તેમની પ્રિતી સંપાદન કરવાનો અલભ્ય લાભ મળતો હતો. અને નગરજનો પણ યથાસમયે યથોચિત ન્યાય મેળવી શકતા હતા.

ઉપરોક્ત મેળાવડાઓમાં જે પ્રકારની ચર્ચા થતી હતી, તેનો પ્રિય પાઠકોને કાંઇક ભાસ આપવાના હેતુથી, તેવા એક પ્રસંગનો અત્રે ઉલ્લેખ કરવામાં આવે છે.

ઇદના વાર્ષિક ઓચ્છવ પ્રસંગે ધાર્મિક કર્તવ્યથી મુક્ત થયા પછી ન્યાયધિસના નિવાસગૃહમાં એક મેળાવડો મળ્યો હતો. તેમાં સૈન્યના સેનાધ્યક્ષ, અને અમીર ઉમરાવો ઉપરાંત ઇસ્લામી પંડિતોએ પણ મોટા પ્રમાણમાં ભાગ લીધો હતો. થોડા સમય સુધી વિવિધ વિષયો ઉપર વાર્તાલાપ ચાલ્યા પછી ન્યાયધિસ મહમદ ઝીયાએ સેનાધ્યક્ષ અબદુર્રઉફને ઉદ્દેશીને કહ્યું " આપે તલતલા નગરને અતિ વીર-

તાથી હસ્તગત કર્યું છે, પણ તેના બદલામાં આપને સમ્રાટ તરફથી જે પારિતોષક સંપાદન થયું છે, તે આપે ઉઠાવેલા શ્રમ, અને અપુર્વ વીરતાનો બદલો મળેલો ગણાય નહિ.”

અબ્દુર્રઉફ—આપની લાગણી માટે આભારી છું. પરંતુ મેં માત્ર મારા કર્તવ્યનું પાલન કર્યા સિવાય વિશેષ કાંઇ પણ કર્યું નથી. હમણા તલતલા નગરમાં ઘણી અંધાધુંધી અને અરાજકતા પ્રસરી રહી છે, તે જ્યાં સુધી નષ્ટ ન થાય ત્યાં સુધી મારે ત્યાં રહેવાનું છે. પણ તેવી વ્યવસ્થા થઇ ગયા પછી મારે સરહદ ઉપર જવું પડશે. તલૈતલામાં ગુપચુપ પડી રહેવા કરતાં ઇસ્લામોન્નતિ કરવાનું હું વધારે પસંદ કરૂં છું.

યહયા—આપની વીરતા, અને ધર્મપરાયણતાને માટે હું આપને અભિનંદન આપું છું. પરમાત્મા પ્રત્યેક મુસલમાનને આપનું અનુકરણ કરવાની સદ્દબુદ્ધિ આપે.

અબ્દુર્રઉફ—તલૈતલામાં યાહુદીઓ કરતાં ખ્રિસ્તીઓની સંખ્યા વધારે છે, અને તેઓ મુસલમાનોના શત્રુ હોવાથી પ્રસંગ આવતાં બળવો જગાડવાને ચુકતા નથી.

મહમદ ઝિયા—શું ત્યાંના યાહુદીઓ અને ખ્રિસ્તીઓ ઇસ્લામી રાજસત્તાને પસંદ કરતા નથી? જગતનિયંતાની કૃપાથી અહિંઆં તો તેઓ અમારી સાથે ઘણી સારી રીતે વર્તે છે. જ્યારે તેમને દરેક પ્રકારની સ્વતંત્રતા આપવામાં આવી છે, અને તેમના હકોનું યથોચિત રક્ષણ કરવામાં આવે છે તો વિરૂદ્ધતાનું પ્રયોજન શું હોઇ શકે?

એક યુવક—આપણી ઉદારતાનું ફળ એ મળ્યું કે કોરડોવામાં મુસલમાનોને નિશ્ચિંતપણે બેસવાનો વખત મળતો નથી. ત્યાંના ખ્રિસ્તીઓ તેમને વારંવાર રંજાડે છે. આ વાક્યો સાંભળતાંજ શ્રોતાઓ

દિગ્મૂઢ થઇને એકબીજાની સામે જોવા લાગ્યા, પરંતુ વીર સેનાધ્યક્ષ અબ્દુર્રઉફ બોલી ઉઠયા " શું ખ્રિસ્તીઓમુસલમાનોને રંજાડે છે ?"

મહમદ ઝિયા—શ્રીયુત! આપનું નામાભિધાન શું છે? અને આપની ફરીઆદ શી છે, તે સઘળું અત્રે નિવેદન કરો, તમારી ઇચ્છાનુસાર તેની યોગ્ય વ્યવસ્થા કરવામાં આવશે. હું જાણું છું કે સમ્રાટ અબ્દુર્રહેમાનના દયાળુ અને ઉદાર સ્વભાવે શત્રુઓમાં જાગ્રતિ ઉત્પન્ન કરી છે. ગમે તેમ હોય પરંતુ તેઓ મુસલમાનોને રંજાડે તેતો સહન થઇ શકેજ નહિ.

યુવક—મારૂં નામ ઝિઆદ છે, અને હું હમદાનનો વતની છું.

શાહબુદીન—શું તમે મુસ્લિમ હમદાનીના પુત્ર છો? તમારા સ્વર્ગસ્થ પિતા એક મહાનુભવ અને કાર્યદક્ષ પુરૂષ હતા.

ઝિઆદ—આપ કદાચ જાણતા હશો કે મારા માતુશ્રી ખ્રિસ્તી ધર્મના અનુયાયી હતા. મારા સ્વર્ગસ્થ પિતાએ ગમે તેટલા પ્રયત્નો કર્યા છતાં તેમણે ઇસ્લામનો અંગીકાર કર્યો નહિ. તેમના પેટે બે બાળકો જન્મયા. એક હું, અને બીજી મારી બેન, કે જેનું નામ પિતાશ્રીએ ઝોહરા રાખ્યું હતું પણ મારા માતુશ્રી તો તેને ફ્લોરા ( વસંતિકા )ના નામથીજ બોલાવતા. ઝોહરાને મારા માતુશ્રી ગુપ્ત રીતે ખ્રિસ્તી ધર્મનું શિક્ષણ આપતા હતા. આ વાત લાંબા સમય સુધી અમારા જાણવામાં આવી નહિ. પિતાશ્રીના સ્વર્ગવાસ પછી માતુશ્રીને પ્રથમ કરતાં કાંઇક વધારે સ્વતંત્રતા પ્રાપ્ત થઇ. પરંતુ તે સમયે પણ તેમની ગુપ્ત હિલચાલો મારા જાણવામાં આવી નહિ. છેવટે મારા માતુશ્રી પણ સ્વર્ગવાસી થયા. તેમના મરણ પછી મારા જાણવામાં આવ્યું કે ઝોહરાને ખ્રિસ્તી બનાવવાની મારા માતુશ્રીની ઇચ્છા હતી. તે કામમાં કેટ-

લોક ખ્રિસ્તી ધર્માધ્યક્ષો પણ તેમને મદદ કરતા હતા. આ વાત મારા જાણવામાં આવતાંજ તેમના સઘળા પ્રયત્નો વ્યર્થ કરવાની મેં ચેષ્ટા કરી. પરંતુ કાર્યદક્ષ પ્રતિપક્ષીઓની કપટ કળાઓથી મારા સઘળા પ્રયત્નો વ્યર્થ ગયા. પ્રથમ ઝોહરાને ઉપદેશ આપવા માટે તેઓ કેટલીક ખ્રિસ્તી ઉપદેશિકાઓને મોકલતા હતા. કેટલાક સમય પર્યંત આ વાત મારા જાણવામાં આવી નહિ. પણ જ્યારે મને તેની ખબર પડી ત્યારે મેં તેમને મારા ઘરમાં આવતાં અટકાવી. તો પણ હજી કેટલીક સ્ત્રીઓ મારી ગેરહાજરીમાં મારે ઘેર આવે છે, અને જો તેઓ મારા જોવામાં આવે છે તો તેઓ પોતાને ઇસ્લામ ધર્મના અનુયાયી ગણાવી છટકી જાય છે. તેમના આવા પ્રપંચોથી હવે હું છેક કંટાળી ગયો છું. અને જો તેમની ઉશ્કેરણીથી ઝોહરા ખ્રિસ્તી ધર્મનો અંગીકાર કરશે તો મારે નીચું જોવું પડશે. અને તેની સાથે એ પણ કહું છું કે જો મને ક્રોધ ચઢશે તો હું કોરડોવાના સઘળા ધર્માધ્યક્ષોને મારી નાખીશ.

મહમદ ઝિયા—તમારૂં કથન સર્વાંશે સત્ય છે. પણ જેમ બને તેમ ધીરજ અને શાંતિથી કાર્ય સાધના કરો.

ઝિઆદ—આપનું કહેવું યથાર્થ છે, પરંતુ આપજ ન્યાય કરો કે જ્યારે મારૂં કાંઇ પણ ન ચાલે ત્યારે મારે કરવું શું ?

અબ્દુર્રઉફ—મારી માન્યતા એવી છે કે તે કાર્ય સાથે સંબંધ ધરાવતા સઘળા પ્રતિપક્ષીઓને દેહાંત દંડનીજ શિક્ષા આપવી જોઇએ.

ઝિઆદ—કોરડોવાના ખ્રિસ્તી દેવળોમાં એવો એક પણ પાદરી નથી કે જે આ કાર્યમાં સમ્મત ન હોય ! જો આપ મારી જગ્યાએ હોત તો તેમને પ્રાણ દંડની શિક્ષા આપ્યા વિના રહેત નહિ.

યહયા—સઘળા ખ્રિસ્તીઓ ઉપર વૈર લેવાનું કાર્ય કેવળ અશ-

ક્યજ નથી. પરંતુ અસંભવીત પણ છે. અર્થાત તે જેટલું અશક્ય છે, તેટલુંજ અસંભવીત છે. સમ્રાટની આજ્ઞા વિના તત્સંબંધે કાંઈ પણ વ્યવસ્થા થઇ શકે નહિ. અને સમ્રાટે તો સ્પષ્ટ કહી દીધું છે કે સમસ્ત પ્રજાને કોઇ પણ પ્રકારના ભેદ ભાવવિના એક સરખો ન્યાય આપવો જોઇએ. તેથી આપને માટે એજ વાત ઉચિત છે કે કોઈપણ અપરિચિત સ્ત્રી કે પુરૂષને ઘરમાં પ્રવેશ કરવા દેવો નહિ.

ઝિઆદ—આ પ્રકારની વ્યવસ્થાતો હું પહેલાંથીજ કરી ચુક્યો છું. પણ પ્રતિપક્ષીઓના કાવત્રાંઓ આગળ મારૂં કાંઈ પણ ચાલતું નથી. હવે તેઓ ઝોહરાને પોતાને ત્યાં બોલાવીને ઉપદેશ આપે છે. અને તે પણ સહોદરા કે સહચરીને મળવાનું બ્હાનું કરીને ત્યાં જાય છે. જો હું ઘરમાંજ હોઉં છું તો તેને ઘરની બ્હાર પગ પણ મૂકવા દેતો નથી. પરંતુ મારી ઘેર હાજરીમાં બ્હાર જાય ત્યાં મારો શો ઉપાય ?

મહમદઝિયા—ઝોહરાને એવી ધમકી આપવી જોઈએ કે જો તે ખ્રિસ્તીધર્મનો અંગીકાર કરશે તો તેને પ્રાણ દંડની શિક્ષા કરવામાં આવશે. મને ખાત્રી છે કે આ યુક્તિ સફળ થશે.

ઝિઆદ—તેવો પ્રયત્ન પણ હું કરી ચુકયો છું. અને તેથીજ તે હમણા શાંત બેઠી છે, નહિ તો ક્યારનીએ ખ્રિસ્તી ધર્મમાં વટલાઈ ગઇ હોત.

અબ્દુર્રઉફ—ખચિત પ્રતિપક્ષીઓની તેવી હિલચાલો ચલાવી લઇ શકાય તેમ નથી, તેમની સઘળી યુક્તિઓ સત્વર નષ્ટ કરવાની અગત્ય છે.

અબદુલ્લા—આ કાર્ય આપણા કાઝી સાહેબે ઉપાડી લેવું જોઇએ.

શાહબુદીન—હું પણ આ ઠરાવને અનુમોદન આપું છું. મેં સઘળા

ખ્રિસ્તી રાજ્યોનો પ્રવાસ કર્યો છે. પરંતુ કોઈ પણ સ્થળે મુસલમાનોને એટલી સ્વતંત્રતા આપવામાં આવતી નથી કે જેટલી અહિંઆ ખ્રિસ્તીઓને આપવામાં આવે છે. તો પછી આવી એક મહત્વની બાબતમાં આપણે પણ બીજા દેશોનું અનુકરણ શામાટે ન કરવું જોઇએ? આપણે કાંઇ ખ્રિસ્તીઓ ઉપર અત્યાચાર કરવા માગતા નથી પરંતુ આપણા વિરૂદ્ધ તેઓ જે પ્રપંચો રચી રહ્યા છે, તેમનો માત્ર પ્રતિરોધ જ કરવા ઇચ્છીએ છીએ. જો આપને સામ્રાટનો ભય હોય તો તેમને પણ આ બાબત હું કાલે નિવેદન કરીશ. જો કે તે દયાળુ અને ઉદાર ચિત છે, પણ આવી મહત્વની ધાર્મિક બાબતમાં ખ્રિસ્તીઓને ઓછામાં ઓછી શિક્ષા પણ કરે નહિ એ બનવા જોગ નથી.

યહયા—આ બાબતની પુરી ખાત્રી કર્યા પછીજ આગળ પગલાં ભરવા જોઇએ. ખ્રિસ્તીઓ ગમે તેમ કરે, પણ આપણે તેમને અન્યાય આપવો જોઇએ નહિ.

ઝિઆદ—મહાશય ! અત્યાર સુધીમાં મેં આપ લોકો સમક્ષ જે કાંઈ કહ્યું છે, તે અક્ષરસ સત્ય છે અને હું તેની ખાત્રી આપવા માટે પણ તૈયાર છું ઉક્ત હિલચાલમાં માત્ર સામાન્ય ખ્રિસ્તીઓજ ભાગ લે છે એમ કાંઇ નથી, પરંતુ મોટા મોટા ધર્માધ્યક્ષો પણ તેમાં સામીલ છે.

મહમંદઝિયા—શું યુલીસીઝ પણ તે કાર્યમાં સામીલ છે ?

ઝિઆદ—આ સઘળું તેની ઉસ્કેરણીનુંજ પરિણામ છે, પરંતુ સાંભળવા પ્રમાણે હાલમાં તે કાંઇ કામ પ્રસંગે તલેતલા શહેરના પ્રવાસે ગયો છે.

અબદુર્રહેમ—જો આ વાત હું પહેલાંથીજ જાણતો હોતતો તલેતલામાંજ તેની યોગ્ય વ્યવસ્થા કરીલેત, પરંતુ હવે તો મારા જવા પહેલાં કદાચ તે ત્યાંથી ચાલ્યો જશે.

મુહમદઝિયા—તે પણ આ કાર્યમાં સમ્મત છે, એવી પાકી ખાત્રી મળ્યા વિના આપ શું કરી શકત ?

અબ્દુર્રઉફ—જો અત્યાર આગમચ તેની હિલચાલ વિષે મને ખરી માહીતી મળી ગઈ હોત તો હું તેને ગંભીર શિક્ષા કર્યા વિના રહેત નહિ.

સેનાધ્યક્ષનું ઉપર્યુક્ત વાક્ય પુરૂં થયા પછી કાઝી સાહેબે ઝિઆદને સંબોધીને કહ્યું. ઝિઆદ ! આપ કાલે આ કેસ મારી કોર્ટમાં લાવો. એટલે હું તે કેસની સાથે સંબંધ ધરાવતા સઘળા ખ્રિસ્તીઓને બોલાવી મંગાવીશ. અને યોગ્ય તપાસ કર્યા પછી તે કામનો નિર્ણય કરીશ!!

અબ્દુર્રઉફ—હું પણ મારા મિત્ર શાહબુદીનને વિનંતી કરૂં છું કે તેમણે આવતી કાલે આ વાત સમ્રાટને નિવેદન કરવી.

આ પ્રમાણે વાર્તાલાપ ચાલી રહ્યો છે, તેટલામાં કોરડોવાની મુખ્ય મસ્જીદમાંથી " અઝાન "નો સાદ સંભળાયો. એટલે શ્રોતાજનો તે સ્થળનો ત્યાગ કરીને મસ્જીદમાં ગયા. અને જગતકર્તાની પ્રાર્થના કરવામાં પ્રવર્ત થયા. માર્ગમાં શાહબુદીને અબ્દુર્રઉફને ઉદ્દેશીને કહ્યું. "આવતી કાલે હું આ બાબત સમ્રાટને અવશ્ય નિવેદન કરીશ. અને આપ પણ પ્રસંગ મળતાં મારૂં અનુકરણ કરશો એવી આશા છે. કેમકે સમ્રાટ આપના ઉપર જેટલો વિશ્વાસ રાખે છે, તેટલો વિશ્વાસ ભાગ્યેજ બીજા ઉપર રાખતા હશે."

અબ્દુર્રઉફ—આ કાર્યમાં હું યથોચિત સહાયતા આપવા માટે તૈયાર છું.

આ પ્રમાણે વાર્તાલાપ કરતાં કરતાં તેઓ ભક્તિગૃહમાં પહોંચ્યા, અને જગતનિયંતાની સ્તુતિ કર્યા પછી સ્વગ્રહે જવામાટે વિખરાઈ ગયા.

---

# પરિશિષ્ટ ૪ થું.

## ગુપ્ત કાવત્રાં.

આગલા પરિચ્છેદમાં જે મેળાવડાનો ઉલ્લેખ કરવામાં આવ્યો છે, તેના એક પખવાડીઆ પછી કોરડોવાના વિશાળ દેવળમાં ખ્રિસ્તીઓની એક સભા બોલાવવામાં આવી. તેમાં ખ્રિસ્તી ધર્માધ્યક્ષો ઉપરાંત સામાન્ય ખ્રિસ્તીઓએ પણ મોટા પ્રમાણમાં ભાગ લીધો. ઉક્ત સભાને લગતા સમાચાર લોકોમાં ગુપ્ત રીતે ફેલાવવામાં આવ્યા હતા. એટલુંજ નહિ પણ તે મેળાવડો ગુપ્ત રીતે કરવામાં આવેલો હોવાથી કાંઇ પણ ઠાઠમાઠ કરવામાં આવ્યો ન હતો. તદુપરાંત દેવળને દીપકો અને ખ્રિસ્તી ધર્મના ધાર્મિક ચિન્હ રૂપી વધસ્થંભોથી શણગારવામાં આવ્યું નહતું. મેળાવડાનો સમય થતાં એક પછી એક માણસ ત્યાં આવવા લાગ્યો. દેવળની અંદરની બાજુએ વધસ્થંભ ઉપર ઇસુ ખ્રિસ્તની આકૃતિવાળું એક ચિત્ર ટાંગવામાં આવેલું હતું, અને દિવાલોને ખ્રિસ્તી મહાત્માઓના ચિત્રોથી શણગારવામાં આવી હતી. પુરૂષો ઉપરાંત કેટલીક સાધ્વી સ્ત્રીઓ પણ તે પ્રસંગે ત્યાં હાજર હતી. ખ્રિસ્તી ધર્મનો મુખ્ય ધર્માધ્યક્ષ યુલિસિઝ જેને આપણે તલૈતલા શહેર બહાર ભયંકર સ્થળે જોયો હતો, તે આ સમયે હાસ્ય ભરીત મુદ્રાથી આ ગન્તુકોની આગતાસ્વાગતા કરી રહ્યો છે.

એવા મેળાવડાઓમાં સ્વભાવિક રીતે જે ધોંધાટ હોવો જોઇએ

તેમાંનું કાંઇ પણ આ સમયે જણાતું નથી. દેવળની ચારે બાજુએ શાંતિ પથરાઇ રહી છે શ્રોતાજનો એવી શાંતિથી બેઠા છે કે એક શબ્દ માત્ર પણ બ્હાર સંભળાતો નથી, આ કારણથી ત્યાં. અસંખ્ય માણસો ભેગાં થયાં છે, એવું કોઈ બ્હારનો માણસ અનુમાન પણ કરી શકે નહિ. દેવળની સાદાઇ અને નિરવતાને લીધે એવું અનુમાન કરી શકાય કે તે મેળાવડો કોઈ ગુપ્ત કાર્યની સાધના અર્થેજ કરવામાં આવ્યો છે. જ્યારે સઘળા લોકો ત્યાં આવી રહ્યા. ત્યારે કોઇ મુસલમાન જાસુસ પણ કદાચ ત્યાં આવ્યો હોય. એવી શંકાથી પાદરી લોકો ચોદિશ ફરીને પ્રત્યેક વ્યક્તિને તેનું નામ ઠામ પૂછવા લાગ્યા. આવી રીતે તિવ્ર નિરિક્ષણ કર્યા પછી સંદેહ ટળી જવાથી પાદરીઓના અધ્યક્ષે દેવળના બારી બારણા બંધ કરવાની આજ્ઞા કરી કે જેનું નિમિષ માત્રમાં પાલન કરવામાં આવ્યું. આટલી સાવચેતી પણ જાણે બસ ન હોય તેમ કેટલાક રક્ષકોને દેવળ બ્હાર ઉભા રાખવામાં આવ્યા, કે જેથી કરીને બ્હારનો માણસ તેમની ગુપ્ત મંત્રણા જાણી શકે નહિ. આ પ્રમાણે સાવચેતીના સઘળા ઉપાયો પુરા થયા પછી વૃદ્ધ યુલીસીઝ વધસ્થંભ પાસે ગોઠવેલા પ્લેટ ફોર્મ ઉપર આવ્યો. તેને જોતાંજ શ્રોતાઓએ હર્ષના પોકારો કર્યા. એટલે યુલીસીઝે તેમને શાંત રહેવાનું સંકેત કરીને કહ્યું. આ સમય એવો નથી કે આપણે નચિંત અને નિડર બનીને ઇચ્છાનુસાર કાંઇ પણ કાર્ય કરી શકીએ. માટે આપણે દરેક કામ શાંતિ અને ધીરજથી કરવું જોઇએ. જો આપણને કાંઇ પણ ભય નહોત તો હું ઇસુખ્રિસ્તના ગુણ ગાવા માટે વીણાસ્વરી ગાયિકાઓને બોલાવ્યા વિના રહેત નહિ. પરંતુ તેને માટે આ સમય નથી. તો પણ હું તમને એટલી તો ખાત્રી આપું છું કે તેવો સમય ઘણો નિકટ છે. આ વખતે મેં તમને કાંઇ ક્ષુલ્લક કે ક્ષુદ્ર કાર્યને

ટે બોલાવ્યા નથી. પણ એક અતિ અગત્યના અને ધાર્મિક મહત્વના કાર્યમાં તમારી સાથે મંત્રણા કરવા માટેજ તમને બોલાવ્યા છે. હું તમારા ધાર્મિક આવેશ અને ઉત્સાહમાં વધારો કરવા ઇચ્છું છું. અર્થાત તમારા અંતકરણમાં ધાર્મિક જુસ્સો ઉત્પન્ન કરવાની આકાંક્ષા ધરાવું છું. મારા પ્રિય પુત્રો, અને પુત્રીઓ! સ્પેન દેશ ઉપર મુસલમાનોએ રાજ્યસત્તા સ્થાપી, ત્યારથીજ ધાર્મિક કારણોને લીધે આપણે તેમના રાજ્યશાસનને પસંદ કરતા નથી. તેઓ આપણો પરાજ્ય કરીને રાજસાયી થયા છે. દીર્ઘ દૃષ્ટિથી જોતાં તે આપણી નમળાઇનુંજ પરિણામ છે, જો આપણે યુદ્ધ પ્રસંગે આપણી વીરતાનો કાંઇ પરિચય તેમને કરાવ્યો હોત તો કદાચ આ દિવસ આપણને જોવો પડત નહિ. અર્થાત આપણી આવી પરિસ્થિતિ થાત નહિ. આપણે તેમનું જે અધિપત્ય સ્વીકાર્યું છે તે મનેચ્છાથી નહિ, પણ નિરૂપાયેજ સ્વીકાર્યું છે. હજી પણ સ્વતંત્રતા પ્રાપ્ત કરવાનો આપણો હક છે, અને તેને માટે પ્રયત્ન કરવામાં આપણે કાંઈ પણ મણા રાખીશું નહિ. ઇસ્લામીઓનું દાસત્વ આપણે લાંબા સમય પ્રયંત સહન કરી શકીશું નહિ. હાલમાં આપણે ફ્લોરા ઉર્ફે ઝોહરા વિષે વિચાર કરવાનો છે, શું તેની સ્થિતિ આપણા રોમાંચ ઉભાં કરે તેવી નથી? તે આપણા ધર્મનો અંગીકાર કરવાની ઇચ્છા રાખે છે, પણ તેના સહોદરો તેને તેમ કરતાં અટકાવે છે. ન્યાયાધિસ મહમદ ઝિયા જે કાર્ય કરી રહ્યા છે તે ઉપરથી જણાય છે કે તે કદાચ સઘળા ખ્રિસ્તીઓને શિક્ષા કરશે. ફ્લોરાના ભાઈની તરફદારી એટલી હદ સુધી કરવામાં આવે છે કે તેની ઇચ્છાનુસાર કોઇ પણ ખ્રિસ્તીને કારાગૃહ વાસી બનાવતાં વિલંબ કરવામાં આવતો નથી. તેથી હું તમો સર્વેને પૂન સ્મરણ કરાવું છું કે આપણા પ્રાણ ભયમાં છે. એટલુંજ નહિ

પણ કોઈ પ્રસંગે ખ્રિસ્તી પ્રજાનો સદંતર નાશ થઇ જાય એવા સંજોગો ઉપસ્થિત થવાનો સંભવ છે.”

“આ ચિંતા લાંબા કાળથી મારા અંત કરણમાં ઘર કરી રહી હતી, અને તે તમને નિવેદન કરવા માટે હું ઘણો ઉત્સુક હતો, પણ આજ સુધી તેવો પ્રસંગ મળ્યો નહી. પરમ કૃપાળુ પરમાત્માએ મને આજે તેમ કરવાની તક આપી છે, તેથી તેને માટે એક વાર ફરી તે જગતનિયંતાનો આભાર માનું છું. તેમજ તમે લોકોએ ઉઠાવેલા શ્રમ બદલ તમારો પણ આભાર માનું છું. મેં મારા અંતકરણની ઉર્મીઓ તલૈતલા નગર બહાર મહાન હરક્યુલે તૈયાર કરાવેલા ભેદી દુર્ગના ખંડેરમાં કેટલાક ખ્રિસ્તી સાધુઓ અને સાધ્વીઓ સમક્ષ પહેલીવાર નિવેદન કરી હતી. અને તે સઘળા મારી વાત લક્ષપુર્વક સાંભળીને તે કાર્યમાં અનુમોદીત થયા છે. તલૈતલાના મારા પ્રવાસનું કારણ તમે મારા વિવેચન ઉપરથી કદાચ સમજી ગયા હશો.”

“તે પ્રસંગ પછી આજે બીજીવાર મારા અંતકરણની અભિલાષાઓ તમને નિવેદન કરવાનો શુભ અવસર મને દૈવયોગે પ્રાપ્ત થયો છે. પરંતુ તેમ કરતાં પહેલાં હું તમને પૃછું છું કે શું તમે ઉત્સાહપુર્વક તે મહત્વના કાર્યમાં મને અનુમોદન આપશો ? શ્રોતાઓએ એક મતે પ્રતીઉત્તર વાળ્યો “ અમે આપની સુચના જાણવા અને તેમાં આપને યથામતિ સહાયતા આપવા માટે તત્પર છીએ.”

યુલીયીઝ—શું તમે બરાબર વિચાર કરીનેજ મારા મતને અનુમોદન આપો છો ? જો જો ! વચન ભંગ થતા નહિ. આ કામ કાંઈ બાળકની રમત સમાન નથી, તેમાં અનેક પ્રકારના જોખમ ખેડવાના

છે. એટલુંજ નહિ. પરંતુ પ્રાણુની હાની થવાનો પણ ભય રહે છે. જગત નિયંતા તમારી કસોટી કરવા માગે છે, શું તેને માટે તમે તૈયારછો ”

શ્રોતાઓ—અમે ઇસુખ્રિસ્તીને પ્રાણુ આપવાને પણ તૈયાર છીએ.

યુલીસીઝ—આ કાર્યમાં તમારી સમ્મતી અને ઉત્સાહ જોઈ હું ઘણો પ્રસન્ન થયો છું. માટે આ વધ સ્થંભ પાસે આવીને પ્રતિજ્ઞા કરો કે પ્રાણાંત પ્રયંત તમે તમારી પ્રતિજ્ઞાથી વિમુખ થશો નહિ. હું આ વિષયમાં તમારી પાસે દઢ પ્રતિજ્ઞા કરાવવા માગું છું. માટે એક પછી એક અહિંઆવો, અને આ પવિત્ર વધસ્થંભને નમન કરી પ્રતિજ્ઞા કરો.”

યુલીસીઝનો ઉપદેશ પુરો થયા પછી પ્રત્યેક સ્ત્રી પુરૂષે વધસ્થંભ પાસે જઇને પોતાના ધર્માધ્યક્ષની સુચનાનુસાર પ્રતિજ્ઞા લીધી. તે કામ લગભગ એક ઘટિકા પ્રયંત ચાલ્યું, અને તે પુરૂં થયા પછી યુલીસીઝે પૂન પ્લેટ ફોર્મ ઉપર આવીને કહ્યું “ પ્રિય પુત્રો, અને પુત્રીઓ ! તમે ઇસુખ્રિસ્તના ખરા અનુયાયી છો અને ધર્મપરાયણતાની તમે પુરેપુરી ખાત્રી આપી છે, હવે તમારે આપણા ધર્મને માટે પ્રાણુ આપવાને પણ તૈયાર થવું જોઇએ. કેમકે ધર્મને માટે પ્રાણુ આપવાથી આપણા સઘળા અપરાધો માફ થઇ જશે. અને ન્યાયના દિવસે આપણે ઋણ મુક્ત થઈ સ્વર્ગના અધિકારી બનીશું. એટલુંજ નહિ પરંતુ બીજા ખ્રિસ્તીઓ પણ આપણું અનુકરણ કરીને ઇસ્લામી સામ્રાજ્યનો વિનાશ કરવાને તૈયાર થશે. મુસલમાનોને યુદ્ધનું આવાહન કરવા માટે તેમના મહાન પેગમ્બર સલ્અમને અયોગ્ય અને નીચ શબ્દોમાં સંબોધવા સિવાય બીજી કોઇ યુક્તિ મને જડતી નથી. જો આપણે તેમ નહિ કરતાં કાંઈ પણ પ્રયોજન વિના તેમને યુદ્ધ માટે આવાહન કરીએ તો ભવિષ્યમાં લોકો આપણો વાંક કાઢે એ સ્વભાવિક છે. તલૈતલાના

ખ્રિસ્તીઓ, અને સાધ્વીઓએ મારી આ સુચનાને અનુમોદન આપ્યું છે. એટલુંજ નહિ પણ કેટલીક સાધ્વીઓ તો મારી સાથે આવવા માટે તૈયાર હતી. પણ કેટલીક અડચણોને લીધે હું તેમને અહિં લાવ્યો નથી. જો આ ઠરાવનો અસ્વીકાર કરશો તો તમે હિચકારામાંજ ખપશો. આ દુનિઆમાં એક પણ માણસ તમને પુરૂષવાચક શબ્દથી સંબોધશે નહિ.''

વૃદ્ધ પાદરી યુલીસીઝના મોઢેથી તેવી અયોગ્ય સુચના સાંભળી પહેલાંતો શ્રોતાજનો દિગ્મૂઢ થઇ ગયા. પણ તેમને પ્રોત્સાહિત કરવા માટે બીજા પાદરીઓએ ઉભા થઇને પ્રોત્સાહક ભાષણો આપ્યા. તેથી આવેશમાં આવી જઇને સઘળા શ્રોતાજનો તે અયોગ્ય ઠરાવમાં અનુમોદિત થયા.

પ્રારંભના પ્રયત્નમાં સફળતા મળેલી જોઇને યુલીસીઝે શ્રોતાજનોને ઉદ્દેશીને કહ્યું "ગૃહસ્થો ફ્લોરાને તેના આપ્તજનોના ત્રાસમાંથી છોડાવવા માટે તમે શી સલાહ આપો છો" ?

એક પાદરી—ખચિત તેને મુસલમાનોના ત્રાસમાંથી છોડાવવીજ જોઇએ.

એક ખ્રિસ્તી—હા. તેમજ થવું જોઇએ.

યુલીસીઝ—જો આપણે તેને છોડાવવા માટે પ્રયત્ન કરીએ તો તે આ પળે જ અહિં આવવાને માટે તૈયાર છે.

એક સાધ્વી—બેન ફ્લોરાને યથોચિત આવકાર આપવાને અમે પણ ઉત્સુક છીએ. માટે તેને જેમ બને તેમ જલદીથી અહિં લાવવી જોઇએ.

યુલીસીઝ—તમારો ઉત્સાહ અભિનંદનીય છે. પરંતુ તેમાં સઘળી

થવા માટે પહેલાંની પેઠે તેના ઘરમાં જવા આવવાની જરૂર છે. કેમકે તે વિના કાંઈ પણ કામ બની શકે તેમ નથી.

એક સાધ્વી—મુસલમાન યુવતીને વેશે હું તેની પાસે જઈશ. અને તેને અહિં તેડી લાવીશ.

એક પાદરી—પરંતુ ફ્લોરાનો ભાઈ ઝિઆદ હવે કોઇ અપરિચિત મુસલમાન સ્ત્રીને પણ પોતાને ત્યાં આવવા દેતો નથી. તેથી આ યુક્તિ સફળ થાય તેવો કાંઈ પણ સંભવ જણાતો નથી.

યુલીસીઝ—જ્યારે તેના સંબંધમાં આવો પાકો બંદોબસ્ત થયો છે તો હવે તેને છોડાવવા માટે શો ઉપાય કરવો જોઇએ ?

એક સાધ્વી—મેં તેને માટે એક સારી યુક્તિ શોધી કાઢી છે.

યુલીસીઝ—તે શું છે ? સત્વર નિવેદન કરો. હું આ વાતમા કાંઈ પણ વિલંબ સહન કરી શકતો નથી.

એક સાધ્વી—હું એક શ્રીમંત મુસલમાન સ્ત્રીના વેશમાં ત્યાં જઇને તેના પાડોશમાં એક ઘર ભાડે લઇશ. અને ધીમે ધીમે તેની વિશ્વાસપાત્ર બનીને તેના ભાઈની પ્રિતી પણ સંપાદન કરી લઈશ. અને પ્રસંગ મળતાંજ તેનું હરણ કરી અહિં લઇ આવીશ. મેં અરબ્બી ભાષાનું સારૂં જ્ઞાન સંપાદન કરેલું હોવાથી ઇસ્લામી ધર્મશાસ્ત્રના પવિત્ર શ્લોકો દ્વારા તેમનું આકર્ષણ કરવામાં મને કાંઇ પણ વિલંબ લાગશે નહિ.

એક યુવક—ફ્લોરેન્ડા ! તમારી આ યુક્તિ સફળ થશે એવી મને આશા નથી. માત્ર આશા નથી, એટલુંજ નહિ પણ તમારા જેવી એક નવોઢા સ્ત્રીને એકલી રહેલી જોઇને ઉલટા તેઓ વધારે શંકાશીલ બનશે. અર્થાત આપણી હિલચાલ વિષેની તેમની શંકા વધારે દૃઢ થશે.

ફ્લોરેન્ડા—હું ફ્લોરાના ભાઇને એવો તો વશ કરીશ કે તેને મારા વિષે કાંઇ પણ સંદેહ રહેશે નહિ. એટલુંજ નહિ. પરંતુ મારા

ઉપર કાંઈ પણ શક લાવવાને બદલે તે મારા ઉપર અપરિમિત વિશ્વાસ રાખશે. એકલી રહીશ તો તેમને મારા વિષે શંકા ઉત્પન્ન થશે, એવી જો તમને શંકા હોય તો હું મારી સાથે એક બીજી યુવતીને પણ ત્યાં લઈ જઇશ.

યુવક—આમ કરવા કરતાં તો તમે મને પોતાના પતિ તરીકે ત્યાં લઇ જાઓ. તે વધારે સારૂં છે. એક સ્ત્રી કરતાં આ કામમાં હું તમને વધારે સારી મદદ કરી શકીશ.

યુલિસિઝ—ચૂપરહો. હાસ્ય કરવાનો આ સમય નથી. પછી ફ્લોરેન્ડાને ઉદ્દેશીને કહ્યું. "હું તમારી સુચનાને અનુમોદન આપું છું."

ફ્લોરેન્ડા—પિતાજી ! મારે ખેદ સહિત કહેવું પડેછે કે ઓરલેન્ડો વારંવાર મને રંજાડે છે. જો કે આ સમયે ગંભીરપણે કામ લેવાનું હતું. તો પણ તે મારૂં હાસ્ય કરવાને ભૂલી ગયા નથી.

બીજો પાદરી—હું ફ્લોરેન્ડાના આ કથનને અનુમોદન આપું છું. કેમકે તેની સાથે લાંબા સમયનો પરિચય હોવાથી કોઇ પણ માણસ તેનું અટહાસ્ય કરે તે હું કદાપી સહન કરી શકતો નથી.

ઓરલેન્ડો—જુઓ ! સેન્ટયાગો તમે વિચારીને બોલો, નહિ તો તમારા અવિચારીપણાનું માઠું પરિણામ આવશે.

સેન્ટયાગો—જો હવે એક શબ્દ પણ વધારે બોલ્યો તો મુઓજ જાણજે. આ વાક્યસાંભળીને ઓરલેન્ડો પોતાની જગ્યાએથી ઉભો થયો, અને મ્યાનમાંથી પોતાની તિક્ષ્ણ અસી કાઢીને જેવો પોતાના પ્રતિ-પક્ષી ઉપર પ્રહાર કરવા જાય છે કે તરતજ બીજા લોકોએ તેનો હાથ પકડી લીધો. અને તેને સમજાવીને પાછો તેના આસને બેસાડયો.

યુલીસીઝ—આ વાત કહેતાં મને ઘણો ખેદ થાય છે કે આપણામાં ઐકયતાનો અંશ પણ નથી. તમે લોકો જેવી રીતે અરસ્પરસ યુદ્ધ

કરવાને તૈયાર થઇ ગયા છો, તેવીજ રીતે જો મુસલમાનોનો સંહાર કરવાને ઐકયતાથી હાથમાં હાથ મેળવીને - તૈયાર થાઓ તો આપણી ઉન્નતિનો સમય ઘણો નિકટમાં છે.

સેન્ટયાગો પોતાની જગ્યાએથી ઉઠીને કાંઇ બોલવા જતો હતો, પણ તેને યુલીસીઝે અટકાવીને કહ્યું "તમે ઉભય પ્રતિસ્પર્ધીઓ તરફનો એક શબ્દ પણ આ સમયે હું સાંભળવા માગતો નથી. હું મારી પરા કાષ્ટાએ અન્ય ખ્રિસ્તીઓને નિવેદન કરવા ઇચ્છું છું. અને તેઓજ મને ન્યાય આપશે. આ પ્રમાણે બોલીને તે આક્રંદ કરવા લાગો. શ્રોતાઓમાં ઉત્સાહ પ્રેરવાની તેની આ યુકિત સર્વાંશે સફળ થઇ સઘળા શ્રોતાજનો પોતાની જગ્યાએથી ઉભા થયા. અને સેન્ટયાગોને વચમાંથી દુર ખસેડીને તે વૃદ્ધ પાદરી યુલીસીઝ પાસે જઈ તેને આશ્વાસન આપવા લાગ્યા. આ પ્રમાણે સઘળા પાદરીઓએ તેના મનનું સમાધાન કર્યાથી થોડીવાર પછી તે શાંત થયો. અને તે પછી પોતાનું કામ આગળ ચલાવતાં તેણે ફ્લોરેન્ડાને ઉદ્દેશીને કહ્યું "ફ્લોરેન્ડા! તમે સારી યુક્તિ શોધી કાઢી છે. ઇસુખ્રિસ્ત તમને મદદ આપી તમારૂં કાર્ય પરિપુર્ણ કરો એવું હું ઇચ્છું છું.."

ફ્લોરેન્ડા—હું આપની આજ્ઞાનું પાલન કરવા તૈયાર છું. અને આવતી કાલે પ્રભાતે કાર્યનો આરંભ કરીશ.

યુલીસીઝ—ફ્લોરા અહિં આવ્યા પછી આપણે પ્રાણાર્પણ કરવાનો વિચાર કરીશું.

ફ્લોરેન્ડા—ખચિત, તેજ સમય ઉક્ત કાર્યને માટે વધુ યોગ્ય છે. પણ એક વાત મારા અંતઃકરણને શંકાશીળ બનાવે છે. અને તે એ છે કે જો ફ્લોરા ખ્રિસ્તી ધર્મનો અંગીકાર કરશે તો મુસલમાનો તેને પકડીને દેહાંતની શિક્ષા કરશે, તે સમયે આપણે તેનું રક્ષણ કેવી રીતે કરવું, તેની કાંઈ વ્યવસ્થા આપે કરી છે?

યુલીસીઝ—ફ્લોરેન્ડા ! આ વાતમાં તમે નચિંત રહો. મેં દૃઢ નિશ્ચય કર્યો છે, કે ગમે તેમાં સંકટો સહન કરવા, પણ ફ્લોરાને તો ઇસુખ્રિસ્તની ધર્માનુરાગી બનાવવી અને બનાવીજ. પ્રાણાંત સુધી પણ આ નિશ્ચયથી ફરીશ નહિ. બનતાં સુધી આપણે તેને અહિંઆં સંતાડવાનો પ્રયત્ન કરીશું, અને જો તેમ નહિ બને તો છેવટે પેરીનીઝ[1] પર્વતોની પેલીમેર ફ્રાંસમાં લઈ જઇને તેને કોઇ ગુપ્ત સ્થળે સંતાડીશું. તે સ્થળ એવુંતો સુરક્ષીત, અને યુરોપના કોઈ પણ દેશમાં જવા માટે એટલું તો સગવડ બનેલું છે કે તે ત્યાંથી કોઇ પણ ખ્રિસ્તી રાજ્યમાં જઈ શકશે.

ફ્લોરેન્ડા—આ પ્રકારની વ્યવસ્થા ફ્લોરાને અહિં લાવ્યા આગમચ તમારે કરી લેવી જોઇએ, મને તો મારી સફળતાને માટે સંપુર્ણ ખાત્રી છે.

યુલીસીઝ—હું તે બાબતની સઘળી વ્યવસ્થા કરી લઇશ. તમે કેવળ નચિંત રહો. અને કર્તવ્યનું પાલન કરવા માટે તૈયાર થઈ જાઓ. ઈસુખ્રિસ્ત તમારા મનોરથ અવશ્ય સફળ કરશે.

ફ્લોરેન્ડા—આપ નચિંત રહો. હું આવતી કાલે તે કાર્યનો આરંભ કરીશ. આ પ્રમાણે કાર્યક્રમ નક્કી કર્યાપછી સભા વિસર્જન થઇ. અને શ્રોતાજનો વિખરાઇ ગયા.

---

૧ આ પર્વતો ફ્રાંસ અને સ્પેનના સરહદ વચ્ચે ઉપસ્થિત થએલા છે. અને ઉભય દેશોને એક બીજાથી જુદા પાડે છે.

પાઠકો ત્રીજું અને ચોથું ઉભય પરિચ્છેદો વાંચી ગયા છે. તેથી ઉભય પક્ષોમાંથી કોણ દોષ પાત્ર છે, તે તેઓ સ્હેજમાં સમજી શકશે. તદુપરાંત ઇસ્લામી રાજસત્તાનો વિધ્વંશ કરવા માટે કેવી યુક્તિઓ રચવામાં આવતી હતી, અને લોકોને કેવી યુક્તિ પ્રયુક્તિથી રાજસત્તા સામે ઉશ્કેરવામાં આવતા હતા તેનો પણ તેમને કાંઇક ભાસ થશે. પ્રયોજક.

# પરિશિષ્ટ ૫ મું.



## ભાઇ બેનનો વાર્તાલાપ

ગત પરિચ્છેદમાં દર્શાવ્યા પ્રમાણે યુલીસીઝે ખ્રિસ્તીઓમાં જે જુસ્સો ઉત્પન્ન કર્યો હતો, તેનું પ્રાબલ્ય દિન પ્રતિ દીન વૃદ્ધિ પામતું હતું. નગરના મુસલમાનો તે વિષે સર્વાંશે અજ્ઞ હતા, પણ જેમ જેમ તેમના વિરોધીઓની હિલચાલો વૃદ્ધિંગત થતી ગઈ, તેમ તેમ કેટલાક મુસલમાનો તે વિષે માહીતગાર થવા લાગ્યા, અને તેમાં પણ મુખ્યત્વે કરીને ઝોહરાનો ભાઇ કે જે નિજ પ્રતિપક્ષીઓની હિલચાલ ઉપર પરોક્ષ રીતે દેખરેખ રાખતો હતો, તેના જાણવામાં તે વાત આવી.

એક સમાહ પછી ઝોહરાના ભાઇ ઝિઆદે કોરડોવાના ન્યાયાધિશ પાસે જઇને સઘળા સમાચાર તેમને નિવેદન કર્યા. એટલે ન્યાયાધિશે તેને યોગ્ય આશ્વાસન આપી ઘેર મોકલ્યો. જો કે તેને પોતાના પ્રતિપક્ષીઓની હિલચાલો વિષે ખબર મળી ગઇ હતી, પણ તેઓ પોતાનું કાર્ય સાધવા માટે કેવી યુક્તિઓ કરવાના છે, અને ફ્લોરેન્ડા કેવી યુક્તિ પ્રયુક્તિથી ઝોહરાનું હરણ કરવાની છે તે તેના જાણવામાં આવ્યું નહિ.

ન્યાયાધિસના ઘેરથી પાછા ફરતાં તે વિચાર વમળમાં ગોથાં ખાતો ખાતો સ્વગ્રહે જતો હતો, તે સમયે તરંગ રૂપી અનેક મોજાંઓ તેના

અંતકરણ રૂપી સમુદ્રમાં ઉછાળા મારી રહ્યા હતા. પ્રસંગોપાત કેટલાક આવેગ યુક્ત ઉદગારો તેના મુખમાંથી સ્પષ્ટ નિકળી જતા હતા. આ પ્રમાણે વિચાર કરતો કરતો તે ઘેર આવી પહોચ્યો. ઘરમાં પ્રવેશ કરતાંજ તેણે પોતાની કર્તવ્યપરાયણ અને વિશ્વાસુ અનુચરી મરીયમને બોલાવીને પોતાની ગેરહાજરીમાં ઝોહરા પાસે કોઇ આવ્યું હતું કે નહિ તે વિષે પૂછપરછ કરી. પ્રતીઉત્તરમાં મરીયમે કહ્યું " આજે તો કોઈ પણ આવ્યું નથી. આપની આજ્ઞા વિના કોણ આવી શકે છે.?"

ઝિયાદ—મરીયમ ? હવે ઝોહરાના વિચારો કાંઈ બદલાયા છે કે પહેલાના જેવાંજ છે ? તેના વિષે તેં કાંઈ તપાસ કરી છે કે નહિ ?

મરિઅમ—આખો દિવસ તે એકાંતમાં વિચારગ્રસ્ત બેસી રહે છે. તેમણે મને પોતાના પક્ષમાં લેવાના ઘણા ઘણા પ્રયત્નો કર્યા, પણ મેં તેમની એક પણ વાત સ્વીકારી નહિ. તેથી તે મારી સાથે વાતચીત સરખી પણ કરતા નથી. તેમજ મારા ઉપરથી તેમનો વિશ્વાસ ઉડી જવાથી હવે તે પોતાના અંતકરણની કાંઇ પણ વાત મને કહેતા નથી. પરંતુ તેમની વળણ ઉપરથી જણાય છે કે તે ખ્રિસ્તી ધર્મનો અંગીકાર કરવાને આતુર છે. પોતાની બેન ઝોહરાની અનુચિત મનેચ્છાઓ જાણીને ઝિઆદ અતિક્રોધે ભરાયો. અને પોતાની બેનને એકદમ બોલાવી લાવવાની નિજ અનુચરીને આજ્ઞા કરી. હમણા બોલાવી લાવુંછું, એમ કહી મરીયમ ત્યાંથી ચાલી ગઇ.

ઝોહરા એક ભોળી અને અનુભવ હીન રમણી હતી. તેનું વય આ સમયે ૧૮ વરસનું હતું તેને ઘર બ્હાર જવાની આજ્ઞા ન હોવાથી તે આખો દહાડો ઘરમાં ચિંતાગ્રસ્ત સ્થિતિમાં બેસી રહેતી હતી. તેના સૌંદર્યનું વર્ણન કરવું. તે મારી લેખિનીની શક્તિ બ્હાર છે.

તેના સ્વરૂપનું યથાયોગ્ય વર્ણન તો કોઈ કુશળ ચિત્રકારજ કરીશકે. તથાપિ મારા વાંચક વૃંદને તેના સૌંદર્યનો કાંઇક ભાસ આપવાનો પ્રયત્ન કરવામાં આવે તો તે કદાચ અનુચીત તો નહિજ ગણાય. તેના શરીરનો બાંધો એકવડો અને સુડોલ હતો, તેના કેશ મધુકરને શરમાવે તેવા સ્યામવર્ણા, ચળકતા; અને લાંબા હતા, કે જે વડે તેનો ·
ભાગ આચ્છાદિત થએલો હતો, જ્યારે તે વેણી ગુંથન કરતી, ત્યારે તેના કેશ કલાપોમાં ગુંથેલા મોતીઓ સ્યામ નક્ષેત્રમાં શ્વેતવર્ણી ખદ્યોતમંડળનો ભાસ આપતા હતા. તેનું લલાટ ભવ્ય અને વિશાળ હતું. તેના ચક્ષુઓ એવા તો ચપળ હતા કે જેનાથી શરમાઇને અનુપમ અને ચપળ નેત્રો ધરાવનાર મીનો જળાસયી થયા. અને મૃગો પણ ઈર્ષાને લીધે વનવાસી થયા. તેની નાસિકા શુકમદભંજનહાર હતી. તેના કપોળ એવાતો અનુપમ હતા કે તેથી પોતાના અપુર્વ સૌંદર્યનું અભિમાન ધરાવનાર ચંદ્રમા લજ્જીત બનીને મધ્યમાંથી સ્યામ થઇ ગયું. તેના ઓષ્ટ પાતળા પરવાળા સમાન નાજુક. અને હીરા જેવા રક્ત વર્ણના હતા. વળી તે નાના સ્વરૂપમાં અપાર અમૃત સમાવનારા હોવાને લીધે અભિમાનથી જાણે હાસ્ય કરતા હોય તેમ દેખાતા હતા, તેથી તેમના અપુર્વ સૌંદર્ય ઉપર મોહપામી વેણી જેવી એક નિર્જીવ વસ્તુ પણ એક નિમિષ માત્ર પણ તેમનો વિયોગસહન કરી શકતી નહિ. તેના નિતંબો શરીરરૂપી સપાટ મેદાનમાં પહાડી પ્રદેશનો કાંઇક ભાસ આપતા હતા. અને જો સ્પષ્ટ શબ્દોમાં કહીએતો તેના સ્તનો કમલ જેવા ખીલેલા અને કામ મંદિરના ચાંદીના કળસો જેવા શુશોભીત દેખાતા હતા. વળી મોહક અને સુકોમળ હોવા છતાં પણ યુવકોને માટે તો તે તિક્ષણ કટાર સમાન હતા. એટલુંજ નહિ પરંતુ પોતે અદ્રષ્ય હોવા છતાં પણ કલ્પના કરનારને આરપાર વિંધી નાખતા હતા. તેના

નાજુક કરકમળ બરફ સમાન શ્વેત અને એટલા તો સુકોમળ હતા કે પાણીનો લોટો ઉચકવાથી પણ તેમને કષ્ટ સહન કરવું પડશે, એવી તેના શત્રુઓને પણ ચિંતા થયા વિના રહેતી નહિ, તે પોતાના કોમળ કરોમાં સુવર્ણ કંકણો નિરંતર પહેરી રાખતી હતી. તેની આંગળીઓ નાજુક અને સુવર્ણ વીંટીઓથી દીપતી હતી. તેની જંઘાઓ કેળના દલ જેવી પાતળી અને અપુર્વ શોભાયમાન હતી. તેમની લાવણ્યતા નિરિખનારને વિષરૂપ થઈ પડે નહિ તેટલા માટે તેમને વસ્ત્રોરૂપી વાદળામાં ગુપ્ત રાખવામાં આવતી હતી. તેના શરીરની ચામડી એટલીતો બારીક અને પારદર્શક હતી કે તેમાંથી રક્તની લાલ રગો સ્પષ્ટ દેખાતી હતી, એટલુંજ નહિ પણ તેની ભરજીવાનીને લીધે જ્યારે તેના ગાલ ઉપર લોહી ચઢી આવતું ત્યારે તેના કપોળ એવાતો મનોહર લાગતા હતા કે ગુલાબના પુષ્પો પણ તેની આગળ માથું નમાવે. ટુંકમાં ઝોહરા સર્વાંગે સુંદર અને મનોહર હતી. જે પ્રમાણે તે સૌંદર્ય સંપન્ન હતી. તેજ પ્રમાણે સર્વગુણ સંપન્ન પણ હતી, ઝિઆદના આવહનથી જ્યારે તે તેની પાસે આવી ત્યારે તેને જોતાંજ. ઝિઆદનો ગુસ્સો ઉતરી ગયો. અને તેથી તેણે પોતાની બેન તરફ પ્રેમ બતાવીને કહ્યું. "ઝોહરા તારા ઉપર મને ઘણો સ્નેહ ઉપજે છે. હું નથી ધારતો કે કોઇ પણ ભાઇ પોતાની બેન ઉપર મારા જેટલી પ્રિતી રાખતો હોય. અત્યાર સુધી કોઇ પણ સમયે ક્રોધ પુર્ણ દૃષ્ટિથી મેં તારી સામે જોયું નથી એતો તને સુવિદિતજ છે, તેથી તે વિષે હું કાંઇ પણ વધારે કહેવા માગતો નથી."

ઝોહરા—ભાઈ! તે વાતનો હું સ્વીકાર કરૂં છું. ખરેખર આપ મારા ઉપર અગાઢ પ્રિતી ધરાવો છો. તેથી હું આપની કોઈ પણ આજ્ઞાનું ઉલ્લંઘન કરવા ઇચ્છતી નથી.

ઝિઆદ—ઝોહરા! તારી આ વાત માનવાને મારૂં અંતકરણ સાર ના પાડે છે. જો તને મારા તરફ તેવેજ સદભાવ હોત તો મને આવી અસહ્ય આંતરિક વેદના સહન કરવી પડત નહિ.

ઝોહરા—ભાઇ! આપને ક્યા પ્રકારનું કષ્ટ સહન કરવું પડે છે, તે વિષે હું યત્કિંચિત માત્ર પણ જાણતી નથી. માટે કૃપા કરીને મને તે નિવેદન કરો.

ઝિઆદ—ખ્રિસ્તી ધર્મની ઉપદેશિકાઓ તારી પાસે વારંવાર આવે છે, એ વાત શું અસત્ય છે?

ભાઇ! આપના કથનમાં કાંઇક સત્યતા રહેલી છે ખરી, પ્રસંગોપાત તેઓ મારી પાસે આવે છે. પણ આપ કહો છો તેવો ગાઢો સંબંધ મારે તેમની સાથે નથી.

ઝોહરા—તથાપિ એટલું તો મારે કહેવુંજ જોઇએ કે હું એક ખ્રિસ્તી સ્ત્રીના ઉદરથી જન્મેલી હોવાથી તેમના તરફ આપના જેટલી ઘૃણા ધરાવતી નથી. તોપણ હું એક ધર્મપરાયણ ઇસ્લામી અબળા છું, તેમાં તો કાંઇ પણ સંદેહ નથી.

ઝિઆદ—( ગુસ્સેથઇને ) ઠીક! એતો હું સમજ્યો? પણ એતો કંઇકે મને દેખાડવા માટેજ તું ઇસ્લામને પસંદ કરે છે કે ખરા અંતકરણથી?

ઝોહરા—ભાઈ જ્યારે આપને મારા ઉપર વિશ્વાસ આવતો નથી, ત્યારે હું લાચાર છું. જો આ વિષયમાં હું ખરૂં કહીશ તોપણ આપ તેને ખોટુંજ માનશો.

ઝિઆદ—ઝોહરા! તે વિષે છેવટનો નિર્ણય કરવા માટેજ મેં

આજે તને અહિં બોલાવી છે, માટે તારા અંતકરણનો કાંઇ પણ ભેદ મારી આગળ નહિ છુપાવતાં જે સત્ય હોય તે સત્વર નિવેદન કર. મારે સખેદ કહેવું પડે છે કે જો મારી શંકા ખરી હશે તો આપણી સાંપ્રત પ્રિતી વિષરૂપ બનીને તારો પ્રાણ લેશે. ખ્રિસ્તી ધર્મ પરત્વે તારૂં જે આકર્ષણ થયું છે તે માત્ર તારી આજ્ઞાનતા, અને બિન અનુભવનેજ આભારી છે. તેં હજી સુધી ઉકત ધર્મને લગતું સંપુર્ણ જ્ઞાન અને અનુભવ મેળવ્યો નથી. પ્રત્યેક ધર્મના સારા નરસાનો આધાર તે ધર્મના ધર્માધ્યક્ષોના આચાર વિચાર ઉપરજ નિર્ભર છે, ખ્રિસ્તી ધર્મના સાંપ્રત આચાર્યો જોકે દેખાવમાં તો નિરંજન, અને સંસારથી વિરક્ત જણાય છે, પરંતુ પરોક્ષ રીતે જોતાં તેઓ સંસારની માયામાં લુબ્ધ બનેલા હોય છે. જેટલા પ્રમાણમાં દુનિઆના સામાન્ય માણસો સંસારની માયામાં લપટાએલા હોય છે, તેના કરતાં પણ વધારે પ્રમાણમાં આ લોકો સંસારની માયામાં લપટાએલા રહે છે. જે ખ્રિસ્તી કુમારીકાઓ દેવળોને અર્પણ કરવામાં આવે છે, તેમાંની ઘણી ખરી ગુપ્ત રીતે પોતાની કામવાસનાને તૃપ્ત કરતી હોય તો તે સર્વથા અસંભવીત નથી. કેમકે કુદરતી નિયમનો પ્રતિરોધ કોઇ પણ વ્યકિત કરી શકેજ નહિ. જેમ વેલાને પોતાનું જીવન ટકાવી રાખવા માટે વૃક્ષના આશ્રયની જરૂર છે. અથવા જેમ એક નાના વૃક્ષને આયુષ્યમાન રાખવા માટે જળસિંચન કરવું પડે છે, તેમ સ્ત્રીને આ સંસાર રૂપી સમુદ્ર તરી જવા માટે પુરૂષ રૂપિ નાવિકના આશ્રય વિના ચાલતું નથી, જેમ વેલાને વૃક્ષના આશ્રય વિના ચાલતું નથી, તેમ સ્ત્રીને પણ પુરૂષના આશ્રય વિના ચાલે નહિ એવો કુદરતી નિયમ છે. જેમ બી વિના વૃક્ષ નથી, અને વૃક્ષ વિના ફળ નથી. તેમ સ્ત્રી કે પુરૂષ એ બેમાંની એક પણ જાતિ

આ પૃથ્વીના પટ ઉપર ન હોય તો દુનિઆમાં મનુષ્યોની વૃદ્ધિ થાય જ નહિ. તેમજ જો તેમાંની માત્ર એકજ જાતિ આ પૃથ્વી ઉપર, અસ્તિત્વ ધરાવતી હોય તો પણ સંસારનો કાર્ય વહેવાર ચાલે નહિ એક પ્રેમીએ સત્ય કહ્યું "છે. ઘી વિના લુખો કંસાર, તેમ સ્ત્રી વિના લુખો સંસાર" પુરૂષો માટે પણ તેમજ સમજવું. જો પરમાત્માએ પુરૂષોને ઉત્પન નહિ કરતાં માત્ર સ્ત્રીઓનેજ ઉત્પન કરી હોત તો આ સંસારમાં મનુષ્યોની વૃદ્ધિ થાત નહિ. તેજ પ્રમાણે જો સ્ત્રીઓને પણ ઉત્પન્ન કરી ન હોત તો તેવુંજ પરિણામ આવત. આ ઉપરથી સ્પષ્ટ જણાય છે કે આ સંસારની વૃધ્ધિ માટે જગતનિયંતાએ સ્ત્રી પુરૂષ ઉભયને ઉત્પન્ન કર્યાં છે. અને લગ્ન દ્વારા પોતાનો તે મહાન હેતુ સફળ કરવાની તેણે ધારણા રાખી હોય તેમ જણાય છે. તેથી યોગ્ય વયે લગ્ન નહિ કરતાં અવિવાહીત રહેવું એ જગતનિયંતાની આજ્ઞાનું ઉલ્લંઘન કરવા સમાન છે, અને જેમ પ્રજાના પ્રત્યેક અપરાધ બદલ સત્તાવાળાઓ તેને શિક્ષા કરે છે, તેમ પરમાત્મા પણ પોતાની આજ્ઞાનું ઉલ્લંઘન કરનારને અવસ્ય શિક્ષા કરશેજ. અને કેટલીક શિક્ષાતો તે આ દુનિઆમાંજ કરે છે. જો કે આપણે તે પ્રત્યક્ષ રીતે જોઇ શકતા નથી, પણ પરોક્ષ રીતે અનુભવીએ છીએ. વળી પરમાત્માએ સ્ત્રીમાં પુરૂષ કરતાં આઠ ગણી કામવાસના મૂકેલી છે, અને તેવી સ્થિતિમાં તેને આખા આયુષ્ય પ્રયંત અવિવાહીત રાખવી તે કેવળ અશક્ય નથી, પણ તદન અસંભવિત છે. તેમ છતાં ખ્રિસ્તી દેવળોને જે કુમારીકાઓ અર્પણ કરવામાં આવે છે, તેમને પોતાનું આયુષ્ય કૌમાર્યાવસ્થામાંજ ગાળવું પડે છે, તેથી ઘણી વખતે વ્યભિચારના બનાવો બનતાં સાંભળવામાં આવે છે. એટલુંજ નહિ પણ તેમાંની કેટલી કુમારિકાઓને ગર્ભપાત કરવા પડતા હશે તે વિચારવા

જેવું છે. જો તું બારીક તપાસ કરશે તો આવી સ્થિતિ તારા જાણ વામાં આવ્યા વિના રહેશે નહિ. ઝોહરા જો તું આવી બાબતો જાણ્યા પછી પણ ખ્રિસ્તી ધર્મનો અંગીકાર કરવા ઇચ્છતી હોય તો હું પ્રતિજ્ઞાપુર્વક કહું છું કે જીવીત અવસ્થામાં તો હું તેવું અપમાન કદી પણ સહન કરી શકીશ નહિ. મારી તિક્ષણ અસીને તારા રકતનું પાન કરાવીને હું પણ દેહ ત્યાગ કરીશ. ખ્રિસ્તી ધર્મ શાસ્ત્રમાં ત્રણ ઇશ્વરનો ઉલ્લેખ કરેલો છે, પણ ઇસ્લામીઓ માત્ર નિરંજન નિરાકાર પરમાત્મા સિવાય બીજા કોઇની ભકિત કરતા નથી. ખ્રિસ્તી ધર્મ શાસ્ત્ર ઇસુખ્રિસ્તને ઇશ્વરના પુત્ર તરીકે ઓળખાવે છે પણ ઇસ્લામીઓ ઇશ્વરની જાતને નિરંજન નિરાકાર, સર્વવ્યાપક, અને અનંત શકિત શાળી ગણી માત્ર તેનીજ પ્રાર્થના કરે છે. માત્ર આ બે મુદ્દાઓ ઉપરથીજ કોઈ પણ બુધ્ધિશાળી વ્યકિત ઉભય ધર્મોનું તોલ યથા મતિ કરી શકે છે. તારી મતિ કેમ બદલાઇ ગઇ તે મારા સમજવામાં આવતું નથી. ઝોહરા ! તું જાણે છે કે આ એક ઇસ્લામી સામ્રાજ્ય છે, તેથી ધર્મ વિરૂધ્ધના એક નજીવા કૃત્યનું પણ કેવું પરિણામ આવશે તેનો સંપુર્ણ વિચાર કરીનેજ જે કરવું હોય તે કરજે. તારા ઉપર મને એવો પ્રેમ છે કે તારો વિયોગ હું એક નિમિષ માત્ર પણ સહન કરી શકીશ નહિ. તેથી જો મારો આશ્રય તજી જવાનો પ્રયત્ન કરીશ તો તેમાં મારા જીવની પણ હાની થશે. એટલુંજ નહિ પણ તારી મુર્ખાઇના પરિણામે અનેક પ્રાણની હાની થશે. માટે તેં જે કાંઇ વિપરીત વિચાર કર્યો હોય તે માંડી વાળ. ”

આ પ્રમાણે પોતાની બગિની ઝોહરાને ટુંક ઉપદેશ આપી ઝિઆદ અશ્રુપાત કરવા લાગ્યો, રડતાં રડતાં તેનો કંઠ રૂંધાઇ ગયો,

અને તે નિશાશા નાખવા લાગ્યો. આવી સ્થિતિ જોઈને ઝોહરા શાંત રહી શકી નહિ, તેથી તેણે પોતાના ભાઈનું સાંત્વન કરતાં કહ્યું.

"ભાઈ! આપે તો એમજ માની લીધું કે હું ખ્રિસ્તી ધર્મનો અંગીકાર કરવાની છું. પણ ભાઈ! હજી મને તે ધર્મ ઉપર સંપુર્ણ ભાવ નથી. તેમ છતાં જો હું તેનો અંગીકાર કરવાનો પ્રયત્ન કરૂં તો શું હું આપનો આશ્રય તજી જઈ શકું છું?"

ઝોહરા આ પ્રમાણે પોતાના ભાઇ ઝિઆદનું સાંત્વન કરી રહી છે તે વખતે ઝિઆદ કોઈ મુસલમાન ગૃહસ્થ સાથે તેના લગ્ન કરી દેવાનો વિચાર કરી રહ્યો છે, કે જેથી ઝોહરાનું રક્ષણ થાય અને પોતાને આ કામમાં સહાયતા મળે. ઘણીવાર વિચાર કર્યા પછી તે છેવટના નિર્ણય ઉપર આવ્યો. અને હાસ્યભરીત મુદ્રાથી તેણે પોતાની ભગિનીને કહ્યું."ઝોહરા! હવે તું ઉમ્મર લાયક થઇ છે,તેથી કોઇ સદગુણી ઇસ્લામી યુવક સાથે તારૂં લગ્ન કરવાની મારી ઇચ્છા છે. કહે આ વિષયમાં તારો શો અભિપ્રાય છે? હું આશા રાખું છું કે તું પણ મારા વિચારને અનુમોદન આપશે." ઝોહરાએ લજ્જાના ભારથી પોતાનું મસ્તિક નમાવી લીધું, અને કાંઇ પણ જવાબ આપ્યો નહિ.

ઝિઆદ—ઝોહરા! આ વિષયમાં તારો શો અભિપ્રાય છે તે જલદી નિવેદન કર, કેમકે તે વાત જાણવાને માટે હું આતુર છું. વ્યવહારમાં લજ્જા રાખવી ઉચિત નથી.

ઝોહરા—પ્રિય બંધુ! જેમ આપને મારા વિયોગથી કષ્ટ થવાનો સંભવ છે, તેમ મને પણ આપના વિયોગથી દારૂણ દુઃખ થશે. તે કારણથી હાલમાં લગ્ન કરીને હું આપનાથી દુર થવા ઇચ્છતી નથી.

ઝિઆદ—ખરેખર તારો વિયોગ મને પણ પસંદ નથી. તેથી લગ્ન પછી કાંતો હું તમને ઉભયને મારી સાથે રાખીશ, અથવા તો તમે જ્યાં હશો ત્યાં હું આવી રહીશ.

ઝોહરા—( મસ્તિક નમાવીને ) મારૂં લગ્ન કરવાની આટલી ઉતાવળ શા માટે કરો છો ?

ઝિઆદ—કેમકે તે મારૂં કર્તબ્ય છે. અને તું વયે પહોંચેલી હોવાથી હું મારા તે કર્તબ્યનું સત્વર પાલન કરવા માગું છું. તેથી તારે પણ મારા વિચારને અનુમોદન આપવું જોઇએ.

ઝોહરા—ભાઈ મને ક્ષમા કરો. હું હમણા તો લગ્ન કરવા ઇચ્છતી નથી. તેમજ હું આપને વિનંતી કરૂં છું કે આપ પણ તે વિષયમાં કાંઇ ઉતાવળ કરશો નહિ.

ઝોહરા તરફથી આવો નકાર સુચક પ્રતી ઉત્તર મળવાથી ઝિઆદના મુખ ઉપર ક્રોધના ચિન્હ સ્પષ્ટ જણાવા લાગ્યા. અને તેથી તે વિષે કાંઈ પણ વધુ ન કહેતાં તે ક્રોધના આવેશમાં ઘર બ્હાર ચાલ્યો ગયો.



# પરિશિષ્ટ ૬ ઠ્ઠું.

## સુંદરી કે પિશાચિણી ?

આગલા પરિચ્છેદમાં બતાવ્યા પ્રમાણે ઝોહરાએ લગ્નની માગણીનો અસ્વીકાર કર્યાથી ઝિઆદ તે વિષે વિચાર કરી રહ્યો છે, એટલામાં તેની દાસી મરિયમ ત્યાં દોડી આવી. અને કહેવા લાગી "આપણા ઘરની પાસે જે યુવતી રહેવા આવી છે તે આપને બોલાવેછે."

ઝિઆદ—શું મને બોલાવે છે ? કેમ ! કાંઇ પ્રયોજન ?

મરિયમ—પ્રયોજન વિષે તો હું કાંઇ પણ જાણતી નથી.

ઝિઆદ—હું સમજી શકતો નથી કે તેને મારૂં શું કામ હશે ? તોપણ જ્યારે તેણે મને બોલાવ્યો છે ત્યારે તેની પાસે ગયા વિના છુટકો નથી. ચાલ ! હું તારી સાથેજ આવું છું.

આ પ્રમાણે કહીને તે ઘરમાંથી બ્હાર નિકળ્યો. એટલે તરતજ પાડોસના ઘરની દિવાલ ઉપર તેણે બે યુવતીઓને ઉભેલી જોઇ. તેઓ ઝિઆદની માર્ગ પ્રતિક્ષા કરી રહી હતી, એમ તેમની મુખ મુદ્રા અને સ્થિર દૃષ્ટિ ઉપરથી જણાઇ આવતું હતું. તેમાંની એક યુવતીએ પોતાના સુઘડ શરીર ઉપર શુશોભીત વસ્ત્રો પરિધાન કરીને મુખ ઉપર જાળીદાર બુરખો નાખ્યો હતો, અને બીજી યુવતીએ સાદા વસ્ત્રો પરિધાન કર્યાં હતા. તે ઉપરથી તે પહેલી યુવતીની પરિચારિકા હોય

તેમ જણાતું હતું. ઝિઆદના ઘર તરફ સ્થિર દૃષ્ટિએ કેટલીકવાર સુધી જોયા પછી તે સુંદર વસ્ત્રધારી યુવતીએ પોતાની સહચરીને કહ્યું. “ હમીદા ! મેં તને જે વાત કહી છે તેની સત્વર વ્યવસ્થા કર. ”

આ વાક્ય પુરૂં થયા પહેલાં ઝિઆદ ત્યાં આવી પહોંચ્યો, એટલે દાસી હમીદાએ તેને પૂછ્યું “ શું આપજ આ મકાનમાં રહો છો ? ”

ઝિઆદ—જી. હા. હુંજ આપની પાડોસમાં રહું છું.

હમીદા—તે આપનું પોતાનું ઘર છે કે ભાડાનું ?

ઝિઆદ—નહિ તે મારૂં પોતાનું વડિલોપારજિત મકાન છે.

હલાવા—હમીદા ! તું તો નકામી વાતો કરી રહી છે, આપણા મુદ્દાની વાત શા માટે કરતી નથી ?

આ બીજી સ્ત્રીનો કંઠ એવો તો સુમધુર હતો કે ઝિઆદે તેની અમૃતમય વાણીનું આનંદપુર્વક સુધાપાન કર્યું. અને તેનો મધુર કંઠધ્વનિ પૂન સાંભળવાના હેતુથી તેણે ઉકત રમણીને ઉદ્દેશીને કહ્યું શ્રીમતી ! આપની આંતરિક અભિલાષાઓ આપનાજ મુખે વ્યકત કરવાને કાંઇ વાંધો છે ? જો તેમ ન હોય તો ઘણી ખુશીથી તે નિવેદન કરો. ”

હલાવા—મહાશય ! મારી દુખદ સ્થિતિનું શું વર્ણન કરૂં ? હું એક દુખી અબળા છું. મારૂં મકાન બારસીલોનીઆમાં આવેલું છે. મારા પતિનું નામાભિધાન જાફર હતું. તે શાહી લશ્કરના એક સેનાધ્યક્ષ હતા. અને ગ્લેસીયાના યુદ્ધમાં સ્વર્ગવાસી થયા છે, તેમના સ્વર્ગવાસથી મને મારૂં જીવન મિથ્યા ભાસવા લાગ્યું. તેથી સ્થાવર અને જંગમ મિલકત વેચી નાખીને મારી આ સહચરી હમીદા સાથે અહિં

આવી રહીછું. અને સમ્રાટ અબ્દુર્રહમાન પાસે જઇને મારા ભરણુ પોષણુ માટે તેમને વિનંતી કરવાની અપેક્ષા રાખુંછું.

ઝિઆદ—શ્રીમતી ! ખરેખર આપની સ્થિતિ ઘણી દયાજનક છે. પણુ મને આશ્ચર્ય થાય છે કે આટલા આટલા સંકટો સહન કર્યા છતાં આપે કોઇ મુસલમાન સદગૃહસ્થ સાથે પુનલગ્ન કેમ ન કરી લીધું ? આ વાક્ય સાંભળીને તે રમણીએ પોતાનું મસ્તિક નીચું નમાવી લીધું તેથી તેની પરિચારિકા હમીદાએ ઝિઆદના પ્રશ્નનો પ્રતીક્ત્તર આપતાં કહ્યું "મહાશયમારી શેઠાણીને તેમના પતિ સાથે અગાઢ પ્રેમ હોવાથી તેમણે તેમના મૃત્યુ પછી પુનર્લગ્ન નહિ કરવાની પ્રતિજ્ઞા લીધી છે. પ્રારબ્ધની અતિ ઘણી વિચિત્ર છે, કે માત્ર લગ્ન થયા પછી બીજેજ વરસે તેમને વૈધવ્ય પ્રાપ્ત થયું.

ઝિઆદ—તમારી શેઠાણીનું કરૂણામય વૃતાંત સાંભળીને મને ઘણો શોક થયો છે. જેવી ઇશ્વિરની ઇચ્છા ? આ પૃથ્વી ઉપર જન્મ પામેલી પ્રત્યેક વસ્તુ તેની આજ્ઞાને આધીન છે, તેની સત્તા આગળ કોઇનું કાંઇ ચાલતું નથી. તેની ઇચ્છાને આપણે સર્વે આધીન છીએ અને કાળચક્રની પ્રબળગતીમાં રાય રંક સર્વે એક સરખી રીતે પીસાઇ જાય છે, આવી રીતે સુખ દુઃખની ઘટમાળ ર્યોજ કરે છે, તેથી તેને માટે શોક કરવો મિથ્યા છે. વારૂ પણ આપની શેઠાણીનું નામાભિધાન શું છે ?

હમીદા—સુજ્ઞ મહાશય ! મારી શેઠાણીનું નામ " હલાવા " છે. આ વખતે હલાવાનો બુરખો આકસ્મિક રીતે તેના સુંદર મુખડા ઉપરથી સ્હેજ ખસી ગયો, અને તેથી તે બુરખારૂપી વાદળામાં છુપાઇ રહેલા તેના મુખ ચંદ્રના દર્શનકરી ઝિઆદે કહ્યું " વારૂ એ બધું તો

ઠીક. પણ આપે મને અહિં શા માટે બોલાવ્યો છે, તે વિષે તો આપે કાંઈ કહ્યું નહિ ?"

હલાવા—હું આપને પહેલાંથીજ કહી ચુકી છું કે અત્રે મારો વાલી વારસ કોઇપણ નથી. અરે એટલુંજ નહિ પરંતુ મારી મરણ ક્રિયા કરનાર પણ અહીં કોઇ નથી. તેથીજ આવા એક મોટા શહેરમાં એકલી રહેતાં ગભરાઉં છું. તેથી અમારી દેખરેખ રાખવા માટે આપને વિનંતી કરૂં છું. જો આપનાથી બીજું કાંઇ ન બને તો પણ નિત્ય એકવાર અમારી ખબર લેવાને આવતા રહેજો. આપના સિવાય મારો આશ્રયદાતા બીજો કોઈ નથી. હવેથી હું આપની સાથે કોઇ પણ પ્રકારનો ભેદ ભાવ રાખીશ નહિ. આપ કાંઇ પણ સંકોચ વિના મારા ઘરમાં બેધડક આવજો. ઝિઆદ તેની ઉપરોક્ત વિંનંતી સાંભળીને આશ્ચર્યચકિત થયો. અને થોડીવાર સુધી કાંઇ પણ જવાબ આપી શકયો નહી. તેને આશ્ચર્યમાં લીન થએલો જોઈને હલાવાએ કહ્યું "શું મારી વિનંતી સ્વીકારવામાં આપને કાંઇ અડચણ છે ?"

ઝિઆદ—આપની માગણી સ્વીકારવામાં મને કાંઇ પણ અડચણ નથી. હું આપને દરેક પ્રકારની સહાયતા આપવાને તૈયાર છું. એટલુંજ નહિ પણ આપનું કરૂણામય વૃતાંત સાંભળીને મને આપના ઉપર ઘણી દયા આવે છે. હું એજ વીચાર કરતો હતો કે નિત્ય આપની પાસે આવી શકીશ કે નહિ ? મેં છેવટે આપની પાસે નિત્ય આવવાનો નિશ્ચય કરી લીધો છે.

હલાવા—મહાશય ! આ વાત સાંભળીને મને ઘણો આનંદ થયો. હવે હું આપના ઉપર સંપુર્ણ વિશ્વાસ રાખું છું. આજે ત્રણ દિવસે થયા હું અહિં રહેવા આવી છું. પણ મારી એકાંત સ્થિતિના

વિચારોમાં મેં અહાર નિદ્રાનો ત્યાગ કર્યો છે. આપને પૂન યાદ દેવરાવું છું કે અહિંઆં આપના સિવાય મારો આશ્રયદાતા અન્ય કોઇ નથી.

ઝિઆદ—આપ નચિંત રહો. આપને દરેક પ્રકારે સહાયતા આપવી એ મારૂં પરમ કર્તવ્ય છે. પછી કોઈ વાતનું સ્મરણ થઈ આવતાં તેણે પૂછ્યું શું આપે "કુરાને શરીફનું જ્ઞાન સંપાદન કર્યું છે."

હલાવા—જી. હા. મેં કુરાનશરીફનું સંપુર્ણ શિક્ષણ મેળવ્યું છે, એટલુંજ નહિ પરંતુ અરબ્બી ભાષા પણ સારી રીતે જાણું છું. મારૂં લગ્ન થયું તે સમયે કવિતા બનાવવાનો મને ઘણો મોહ હતો, અને મારી કવિતાઓ સમાજમાં ઘણી વખણાતી હતી. પરંતુ પતિના સ્વર્ગવાસ પછી તે સઘળું વિસરી ગઈ.

ઝિઆદ—આપ એક સુશિક્ષિત અબળા છો, એ વાત જાણીનેહું ઘણો પ્રસન્ન થયો છું. અને તેથી આપના ઉપરની મારી પ્રિતીમાં ઘણો વધારો થયો છે. વારૂ હવે હું અહિંથી વિદાય થાઉંછું. ઇશ્વર ઇચ્છા હશે તો કાલે આપની પાસે આવીશ, અને તે પહેલાં જો કાંઇ કામ હોય તો મને બોલાવી લેજો. આ પ્રમાણે કહીને તે પોતાના ઘરમાં ચાલ્યો ગયો. તેના ગયા પછી તે વેશધારી ખ્રિસ્તી રમણીઓ પણ પોતાની યુક્તિ સફળ થએલી જોઇને હસતી હસતી ઘરમાં ચાલી ગઈ. ઝિઆદે પોતાની ભગિની ઝોહરાને જે અસરકારક ઉપદેશ આપ્યો હતો, તેની તેના ઉપર સારી અસર થઇ. પણ તે ખ્રિસ્તી ધર્મની વાસનાને સમુળગી તિલાંજલી આપી શકી નહિ, એટલુંજ નહિ પણ ખ્રિસ્તીઓને મુસલમાનો કરતાં વધારે દયાળુ સમજતી હતી. તેની આવી ખોટી ભ્રમણા ઝિઆદ કોઈ પણ રીતે દુર કરી શક્યો નહિ. એટલુંજ નહી પણ ઝિઆદે ખ્રિસ્તી સાધ્વીઓના દુરાચાર વિષે જે

વાત તેને કહી હતી, તે તેને કપોળ કલ્પિત અને સદંતર અસત્ય લાગી. ખ્રિસ્તી ધર્માધ્યક્ષો અને સાધ્વીઓને તે અતિ પવિત્ર અને ધર્મપરાયણ ગણતી હતી. તેથી તે ખ્રિસ્તી ધર્મનો અંગીકાર કરવાને ઉત્સુક હતી, પણ પોતાની મનેચ્છાઓ સફળ કરવામાં તેને બે પ્રકારની ચિંતા હતી, એકતો પ્રાણ જવાનો ભય. અને બીજું પોતાના ભાઇએ ઉતાવળે પોતાનું લગ્ન કરી આપવાની આપેલી ધમકી. આવી ચિંતાઓને લીધે તે લાંબા સમય પ્રયંત કાંઇ પણ નિર્ણય ઉપર આવી શકી નહિ. ભવિષ્યમાં કેવો માર્ગ ગ્રહણ કરવો તે વિષે એક દિવસે તે વિચારગ્રસ્ત સ્થિતિમાં બેઠી છે એટલામાં તેનો ભાઈ તેના ઓરડામાં આવ્યો. ઘરમાં પ્રવેશ કરતાંજ ઝિઆદે નિજ ભગિનીને કહ્યું કે "ઝોહરા! આપણા પાડોસમાં જે યુવતી રહેવા આવી છે, તે ઘણીજ ભલી અને ધર્મપરાયણ છે. હું તેને હમણાજ મળી આવ્યો. તેની સાથે ઓળખાણ થવાથી મને ઘણો આનંદ થયો. તે દરેક વાતે સદગુણ સંપન્ન છે, પણ બિચારી એકવાતે ઘણી હતભાગ્યછે."

ઝોહરા—તે કેમ ?

ઝિઆદ—તે બિચારીને બાળવયમાંજ વૈધવ્ય પ્રાપ્ત થયું છે. તેનો પતિ ગ્લેશીયાના યુદ્ધમાં પ્રાણ ત્યાગી ગયો છે. આ પૃથ્વી ઉપર તેને કોઇનો આશ્રય નહિ હોવાથી મેં તેને પુનર્લગ્ન કરવા માટે ઘણી શિખામણ આપી, પણ તેણે મારી શિખામણનો અનાદર કર્યો.

ઝોહરા—શું તેના ઘરમાં એક પણ પુરૂષ નથી ?

ઝિઆદ—કોઇજ નહિ. અને તેથીજ તેણે મને પોતાની સમક્ષ બોલાવી તેમે મારા આશ્રયની વાંચ્છના કરી.

ઝોહરા—તો શું આપે તેની માગણી સ્વીકારી કે નહિ ?

ઝિઆદ—તેનું કરૂણામય વૃતાંત સાંભળીને મને તેના ઉપર ઘણી દયા આવવાથી મેં તેની માગણી સ્વીકારી છે.

ઝોહરા—પ્રિયબંધુ ! આપે ઘણું સારૂં કામ કર્યું છે, સંકટમાં આવી પડેલા માણસને સહાયતા આપવી એ પ્રત્યેક વ્યક્તિનું કર્તવ્ય છે. અને આપણા ધર્મમાં તો તે એક અતિ મહત્વનું કામ ગણાય છે.

ઝિઆદ—ખચિત ઝોહરા ! તારૂં કથન અક્ષરશ સત્ય છે, હાલમાં હું કેવા અગત્યના કાર્યમાં રોકાએલોછું તે તો તને સુવિદીત છે. ઉક્ત કારણથી તેની માગણી સ્વીકારવાની મારી ઇચ્છા ન હતી, પરંતુ તેની નીરાધાર સ્થિતિ જોઈ, અને મધુર વાણી સાંભળીને હું તેની માગણીને તુચ્છકારી શક્યો નહિ.

ઝોહરા—પ્રિયબંધુ ! આપના મુખે તે રમણીના વખાણ સાંભળીને તેના દર્શન કરવાની મને વાંચ્છના થાય છે.

ઝિઆદ—શું " હલાવા "ને મળવા ઇચ્છે છે ?

ઝોહરા—હલાવા કોણ ? શું તે સુંદરીનું નામ હલાવા છે ?

ઝિઆદ—હા ! તેમજ છે.

ઝોહરા—અહા ! કેવું સુંદર નામ ?

ઝિઆદ—મારી ઇચ્છા છે કે તેની સાથે આજેજ તારી ઓળખાણ કરાવું. ખચિત ઝોહરા તેના સહેવાસમાં તને ઘણો આનંદ થશે.

ઝોહરા—તો શું આપ તેને મળવા માટે અહરનિશ તેને ઘેર જાઓ છો ?

ઝિઆદ—હા. તેણે મને તેમ કરવાનું કહ્યું છે. તે મને પોતાનો પરમ સ્નેહી ગણીને મારી સાથે કોઈ પણ પ્રકારની ભિન્નતા રાખતી

નથી. આ પમાણે વર્તાલાપ કરી રહ્યા પછી ઝિઆદે ભોજન લાવવાની દાસીને આજ્ઞા કરી. એટલે મરિયમ કાચના વાસણોમાં ભોજન સામગ્રી પીરસી ગઇ. એટલે બંધુ ભગિની હેતથી સાથે જમ્યા. ભોજન આરોગી રહ્યા પછી પોતાની બેનને ઉદ્દેશી ઝિઆદે કહ્યું "ઝોહરા ? તે આજે કુરાને શરીફનું અધ્યયન કર્યું છે કે નહિ ?"

ઝોહરા—આપ તો પ્રભાતે ઇશ્વિરોપાસના કરીને ફરવા માટે ચાલ્યા ગયા. પણ જગતનિયંતની સ્તુતિ કર્યા પછી મારો જીવ એવો તો ગભરાયો કે હું આપણા પવિત્ર ધર્મ પુસ્તકનું અધ્યયન કરી શકી નહિ.

ઝિઆદ—આવા કાર્યોમાં અનિયમીત ન થવું જોઇએ. વારૂ પણ તું કુરાનેશરીફ માત્ર મોઢેથી વાંચીજાય છે, કે તેનો ભાવાર્થ સમજવાનો પણ પ્રયત્ન કરે છે ? ઉકત પવિત્ર પુસ્તકનો ભાવાર્થ સમજવા માટે મેં તને આપેલું પુસ્તક ઘણું ઉપયોગી છે.

ઝોહરા—ભાઇ ! આજ કાલ તો મારો જીવ એવો ગભરાય છે કે વાંચવા લખવાનું કાંઈ ગમતું નથી. તેમજ કામકાજમાં પણ ચિત્ત લાગતું નથી, તેથી શોકગ્રસ્ત બનીને એકાંતમાં બેસી રહું છું.

ઝિઆદ—એવી તને શી ચિંતા છે કે જેથી તું નિરંતર ઉદાસ રહ્યા કરે છે ?

ઝોહરા—ભાઇ ! મારી ઉદાસીનું કારણ બીજું કાંઈ નથી, પણ ઘરમાં એકલી અટુલી રહેવાથીજ ગભરાઉં છું.

ઝિઆદ—ઠીક ? હલાવાના પરિચયથી તારૂં તે સંકટ પણ થોડા સમયમાં દુર થશે. હવે તું આપણા પવિત્ર ધર્મ પુસ્તકનું અધ્યયન કરી લે, અને જે શ્લોક તારા સમજવામાં ન આવે તે મને પૂછ !

ભાઇની આજ્ઞા શિરોમાન્ય ગણીને ઝોહરા પોતાના ઓરડામાં ગઇ, અને પવિત્ર ધર્મ પુસ્તકનું અધ્યયન કરવા લાગી, પણ તેનું ચિત ચકડોળે ચઢેલું હોવાથી તે પવિત્ર પુસ્તકના પાઠનમાં તેને કાંઇ પણ રસ પડયો નહિ.

ઝોહરાના ગયા પછી ઝિઆદ મનમાં વિચારવા લાગ્યો. કે ઉચ્ચ કુળમાં જન્મેલી એક ઇસ્લામી બાળા કાંઈ પણ પ્રયોજન વિના મારી સાથે આટલો ધાઢો સંબંધ શા માટે વા શા ઉદ્દેશથી રાખતી હશે ? તેમાં તેનો કાંઇ સ્વાર્થ તો નહિ હોય ? તે પણ કેમ કહી શકાય ? આ સ્વાર્થી દુનિઆમાં પ્રત્યેક વ્યકિત પોતાનો સ્વાર્થ સાધવાનેજ પ્રયત્ન શીળ રહે છે, તો મારી સાથેના સંબંધમાં તેનો કાંઈ પણ સ્વાર્થ નહી હોય તેની ખાત્રી શી ? આ પ્રમાણે પોતાના અંતકરણને શંકાશીલ બનાવીને પાછો પોતેજ મન વાળતો કે—ના ! ના ! તેમ હોઇ શકેજ નહિ, આવા સરળ અંતકરણની યુવતી કોઇની સાથે કપટ કરે એ કેવળ અસંભવીતજ નથી, પણ સર્વાંશે અશકય છે, તેથી તેના વિષે ખોટા વિચારો કરવામાં પણ હું પાપ કરૂં છું. મારી સઘળી આશંકાઓ અંતકરણની નિર્બળતાનેજ આભારી છે. ''

આ પ્રમાણે મનમાં વિચાર કરતો કરતો તે નિદ્રાધીન થયો.



---

પ્રિય પાઠક ! આ હલાવા બીજી કોઈજ નહિ, પણ ઝોહરાનું અપ હરણ કરવા આવેલી " ફલોરેન્ડા "નામક ખ્રિસ્તી ધર્મની એક સેવિકા હતી. ખ્રિસ્તીઓની સભામાં ઝોહરાનું હરણ કરવા માટે તેણે જે પ્રતિજ્ઞા લીધી હતી, તે તો તને કદાચ સુવિદીત હશેજ. પ્રયોજક

# પરિશિષ્ટ ૭ મું.

## પ્રપંચજાળ અને પાપવાસના

ગત પરિચ્છેદમાં બતાવ્યા પ્રમાણે ઝિઆદ વારંવાર હલાવાના ઘરમાં જવા આવવા લાગ્યો. તે કપટ કળા નિપુણ સુંદરીએ તેના ઉપર એવું તો આકર્ષણ કર્યું કે તે કેટલીકવાર તો બબ્બે ત્રણ ત્રણ ઘટિકા પ્રયંત ત્યાં બેસી રહેતો. વળી તે યુવતી તેનો પડદો પણ કરતી ન હોવાથી તે તેનું મુખચંદ્ર ખુલ્લી રીતે જોઈ શકતો હતો. એક સૌંદર્યમયી વસ્તુ વારંવાર જોવાથી તેની અંતકરણ ઉપર ઉંડી અસર થાય છે. તેજ પ્રમાણે હલાવાના સૌંદર્યે ઝિઆદના અંતકરણ ઉપર ભારે અસર નિપજાવી હતી, તેતો તેને એક અદ્વિત્ય સૌંદર્યમયી સુંદરી સમજતો હતો. તેથી થોડાજ દિવસમાં ઝિઆદ હલાવાની કપટ જાળમાં સપડાઇ ગયો.

અન્ય વસ્તુઓ કરતાં તે સુંદરીની ઉચ્ચ કેળવણી અને ધર્મ પરાયણતાએ તેના ઉપર સારી અસર નિપજાવી હતી, અને તેને મોહ લુબ્ધ બનાવ્યો હતો. જ્યારે જ્યારે તેને હલાવાને ત્યાં જવાનો પ્રસંગ મળતો, ત્યારે ત્યારે તે તેને કુરાને શરીફનું અધ્યયન કરતી જોતો હતો. ટુંકમાં તેના સઘળા હાવભાવ અને કપટ કળાઓ ઝિઆદ જેવા એક અનુભવહીન યુવકનું આકર્ષણ કરવાને સફળ નિવડ્યા.

આ સઘળી કપટ લીલાઓ ઉપરાંત તે ઝિઆદ તરફ કપટ યુકત પ્રેમ પણ દર્શાવતી હતી. તેથી તેતો એમજ સમજતો હતો કે હલાવા મને અંતકરણપુર્વક ચાહે છે. જેમ જેમ દિવસો જતા ગયા તેમ તેમ તે વેશધારી ખ્રિસ્તી રમણીની કપટ કળાઓ વિસ્તાર પામતી ગઇ. અને દિવસમાં બે વાર પોતાની પાસે આવવાની ઝિઆદને વિનંતી કરવામાં પણ તે ચૂકી નહિ.

અનુભવહીન ઝિઆદતો તેવું ઇચ્છતોજ હતો, તેથી " ગમતું હતું અને વૈધે બતાવ્યું." એ મહાન સુત્રાનુસાર તેણે ઉપરોકત માગણી સત્વર સ્વીકારી લીધી. અને ધીમે ધીમે તેમનો સંબંધ એટલી સીમા પર્યંત વધતો ગયો, કે દિવસમાં તે અનેકવાર પોતાની ઇચ્છિત પ્રિયતમાને ત્યાં જતો. જો કે તે હલાવા ઉપર આટલી હદ સુધી મોહ લુબ્ધ થયો હતો, તો પણ તેણે પોતાની ભગિની સાથે તેનો પરિચય એકાએક કરાવ્યો નહિ. તેનું કારણ એજ હતું કે તેણે હજી સુધી પોતાની મનોવાંચ્છિત સુંદરીના ગુણ દોષનું પરિક્ષણ કર્યું નહતું, અને તેથી તે વિષે સંપુર્ણ ખાત્રી થતાં સુધી તેનું મન શંકાશીલ રહેતું હતું. જો કે અત્યાર સુધી હલાવા એ તો ઝોહરા સંબંધે એક શબ્દ માત્ર પણ ઉચ્ચાર્યો ન હતો, પરંતુ ઝોહરા તેને મળવા માટે આતુર હતી. અને તે વિષે નિત્ય નિજ બંધુને ભલામણ પણ કરતી હતી. પરંતુ ઝિઆદ વાયદા કરીને તે વાત ઉડાવી દેતો હતો. જેમ જેમ દહાડા વીતતા ગયા તેમ તેમ ઝિઆદને હલાવા ઉપર વિશ્વાસ આવતો ગયો, અને તેથી પોતાની ભગિનીને તેના સંબંધમાં લાવવા માટે તે ઉદ્યુકત બન્યો.

એક દહાડો સાયંકાળની પ્રાર્થના પુરી કરી રહ્યા પછી તે હલા-

વાને ત્યાં ગયો. તે સમયે હલાવા ઇશ્વરોપાસના કરવામાં ઉધુક્ત હતી તેથી તેની સહચરી હમીદાએ ઝિઆદને એક ઓરડામાં બેસાડયો. થોડી વાર પછી પ્રાર્થનાના કાર્યથી મૂક્ત થઇ હલાવા પણ ત્યાં આવી. અને નિજ ધર્મપરાયણતાની ઝિઆદ ઉપર સારી છાપ પાડવા માટે દ્વારમાં પ્રવેશ કરતાંજ પોતાની દાસી ઉપર ઇશ્વર સ્તુતિ નહિ કરવા માટે દોષારોપણ કરવા લાગી. પ્રતીઉત્તરમાં હમીદાએ કહ્યું. "શ્રીમતી ! કેટલીકવાર હું ઘર કાર્યમાં એવી તો ગુંથાઇ જાઉં છું, કે મને ઇશ્વરોપાસના કરવાનો સમયજ પ્રાપ્ત થતો નથી."

હલાવા—મેં તને હજાર વખત કહ્યું હશે કે પ્રાર્થનાનો સમય નિકટ આવતાંજ તારે ગમે તેવા અગત્યના અને તાત્કાલિક ગૃહકાર્યને પણ તિલાંજલી આપી જગતનિયંતાની સ્તુતિ કરવામાં ઉધુક્ત થવું, પણ શીલા ઉપર પાણીની પેઠે તારા ઉપર મારા કથનની કાંઇ પણ અસર થતી નથી.

હમીદા—જો હું તેમ કરીશ તો કામ અધુરૂં રહેવાથી તમેજ મને ઠપકો આપવાને તૈયાર થઇ જશો, અને તે પ્રસંગે તમારી આ શિખામણ હવામાં ઉડી જશે.

હલાવા—ગૃહકાર્યને માટે તો આખો દિવસ અને આખી રાત શેષ રહે છે, તો શું તેટલો સમય તારે માટે બસ નથી કે પ્રાર્થના જેવા સદ્કર્મમાં આવા ક્ષુદ્ર બહાના બતાવે છે ? તદુપરાંત જો તું નિયમ સર ઇશ્વરોપાસના કરતી રહેશે તો ગમે તેવું અગત્યનું કામ રહી જવા છતાં પણ હું તને કાંઇ પણ ઠપકો આપીશ નહિ. હજી પણ સમય છે, માટે જા ! જલ્દીથી પ્રાર્થના કરી લે.

હમીદા—જેવી આપની આજ્ઞા.

આ પ્રમાણે કહીને તે ત્યાંથી ચાલી ગઈ. તેના ગયા પછી સ્મિત હાસ્ય કરીને ઝિઆદે કહ્યું "લલને! ભાષણ કરી રહ્યા કે ? જો તે કાર્યથી પરવાર્યા હો તો આવો અહિં બેસો." એટલે મંદ મંદ હાસ્ય કરતી, અને તિવ્ર કટાક્ષથી પોતાના પ્રેમીનું અંતકરણ વિંધતી તે તેની પાસે જઇ બેઠી. આ પહેલોજ પ્રસંગ હતો કે ઝિઆદે તેની સાથે છુટથી વાત કરી, અને હલાવાએ સ્મિત હાસ્યથી તેનો પ્રતીક્ત્તર વાળ્યો. માત્ર એટલેથીજ તે સંતોષ પામી નહિ, પણ પોતાની કપટકળાં આગળ અને આગળ વિસ્તારવા માટે તે તેનાં પડખામાં જઇને બેઠી. અને સ્મિત હાસ્ય સહિત કટાક્ષ કરીને કહ્યું "મહાશય ! આ દાશીને શી આજ્ઞા છે ?"

તે સમયે તેણે એવા તો સુંદર વસ્ત્રો પરિધાન કર્યા હતા, કે જે તેની સૌંદર્યતામાં દસ ગણો વધારો કરતા હતા. તદુપરાંત તે જુવાનીના પુર બ્હારમાં ખીલતી હોવાથી ઝિઆદ જેવા એક અનુભવહીન યુવકને મોહ ઘેલો બનાવીને પોતાની કપટજાળમાં સપડાવવાને શક્તિમાન હતી. અને આ સમયે તો તેના હાવ ભાવ ઝિઆદના પ્રાણ લઈ રહ્યા હતા. તે એકાગ્રચિતે તેના નાજુક અને શુશોભીત અવયવોનું નિરીક્ષણ કરીને તેના મુખચંદ્રનું સુધાપાન કરી રહ્યો હતો. જો કે ઝોહરા હલાવા કરતાં પણ વધારે સૌંદર્યમયી હતી. પરંતુ ઇસ્લામી રીતી નીતી અનુસાર તેમાં લજ્જાનો ભાગ વિશેષ હોવાથી તે પોતાના બંધુ સાથે વાત કરવામાં પણ દૃષ્ટિ પૃથ્વી તરફ રાખતી હતી. તેથી ઉલટું હલાવા પોતાની જ્ઞાતીના આચાર વિચાર પ્રમાણે પર પુરૂષ સાથે વાત કરવાને ટેવાએલી હોવાથી તે કાંઇ પણ સંકોચ વિના હાવ ભાવથી ઝિઆદ સાથે વાર્તાલાપ કરતી હતી, અને પ્રસંગોપાત મદન સર ફેંકવાને પણ ચુકતી નહિ. એક લજ્જાશીલ યુવતી કરતાં યુવકને

આવી હાવભાવવાળી રમણી વધારે પસંદ પડે છે, અને તદનુસાર આપણો ઝિઆદ પણ તે કપટકળા નિપુણ ખ્રિસ્તી લલના ઉપર મોહ ઘેલો બની ગયો હતો. તેમ છતાં તેણે અત્યાર સુધી પોતાની મનોવાંચ્છિત પ્રિયતમા સાથે કાંઈ પણ અયોગ્ય ચેષ્ટા કરી ન હતી. પણ તે અત્યારે તેના તરફ જે ભાવથી જોઇ રહ્યો હતો, તે ઉપરથી તેના ગુણદોષથી અપરિચિત વ્યક્તિતો એવુંજ અનુમાન કરી લે કે તેની વાસના પાપમયી છે.

પ્રથમ દર્શાવ્યા પ્રમાણે જ્યારે હલાવાએ સ્મિત હાસ્યથી તેને પ્રશ્ન પૃછયો કે મહાશય આ દાસીને શી આજ્ઞા છે? ત્યારે તે એવો તો મોહાતુર બની ગયો હતો કે ક્ષણે ક્ષણે પોતાની પ્રિયતમાને આલિંગન કરવાની તેની ઇચ્છા થતી હતી. તેમ છતાં તે ધીરજ ધરીને પોતાની જગ્યાએ બેસી રહ્યો, તેની આકુળવ્યાકુળતાનો લાભને લઇ તેને એક તિક્ષણ મદન શરથી ઘાયલ કરતાં તે કપટકળા નિપુણ રમણીએ કહ્યું. "પ્રાણેશ! માત્ર થોડાજ દિવસમાં આપે મને એવીતો વશ કરી લીધી છે કે જેનું યથોચિત વર્ણન કરવાને હું અશક્ત છું. આપના દર્શન વિના મને એક પળ પણ ચેન પડતું નથી, એટલુંજ નહિ પણ આપના વિયોગમાં મને અન્ન પણ ભાવતું નથી, અને રાત્રે સુખપુર્ણ નિદ્રા પણ આવતી નથી. જો સ્હેજ આંખ લાગે છે તો આપ સ્વપનામાં દર્શન દઈ મને વિરહાકુળ બનાવીદો છો. જે દિવસથી આપના દર્શન થયા છે તે દિવસથી મેં અહાર વિહાર અને નિદ્રાનો ત્યાગ કર્યો છે. અહરનિશ આપનું મુખ ચંદ્ર જોયા કરૂં તેવી ઇચ્છા થાય છે. આપના સહેવાસમાં મને આ ઘર સ્વર્ગ જેવું લાગે છે. પણ આપના વિયોગમાં તે નિર્જન વનસમાન, અને તેમાંની સઘળી વસ્તુઓ વિષ જેવી લાગે છે. અત્યારે તો જાણે હું સ્વર્ગસદનમાં બેસી અમ્રતપાન કરતી હોઉં તેવો આનંદ

થાય છે. આપે આપની આકર્ષણ શક્તિવડે મારૂં અંતકરણ જીતી લીધું છે. હમણા મારૂં અંતકરણ મારે સ્વાધીન નથી, પણ તે આપના તરફ આકર્ષાયલું છે, અને તેથી તે આપની આજ્ઞા શિરોધાર્ય કરવાને મને પ્રેરે છે. આપના પરિચયથી હું મને ઘણી ધન્યભાગ્ય ગણુંછું. અને આપે આ રંક દાશી ઉપર જે મહદ્ કૃપા કરી છે, તેનો બદલો તો આખા આયુષ્ય પ્રર્યંત પણ વાળી શકું તેમ નથી. આપે કરેલા ઉપકારના બદલામાં આપને આપવા જેવું મારી પાસે કાંઇ પણ નથી. મારી પાસે જે છે તે માત્ર મારૂં આ શરીર, અને તેમાં રહેલું અંતકરણ, કે જે આપે ચોરી લીધું છે. તેથી જ્યારે આપે મારા અંતકરણનું હરણ કર્યું છે, તો આ શરીર પણ હું આપનેજ સમર્પણ કરૂંછું. કેમકે અંતકરણ વિના શરીર મારે શા ઉપયોગનું છે ?

ઝિઆદ—આપે તો આપની પ્રેમ કથા મને સંભળાવી. પરંતુ હવે મારી પણ પ્રેમકથા સાંભળો. જે દિવસથી મેં આપને જોયાછે તે દિવસથી હું મારૂં ભાન ભૂલી જઇને ખાતાં, પીતાં, ચાલતાં ફરતાં, બેસતાં ઉઠતાં, દરેક કાર્યમાં અને દરેક સ્થળમાં આપનાજ દર્શન કરૂં છું. આપની સુરમ્ય પ્રતિમા મારા હૃદય મંદિરમાં સ્થાપન થઈ ચુકી છે. અને આપનું મનહર મુખડું તો મારા ચક્ષુઓ આગળજ ભમે છે. હું આપને એક પળ પણ વિસારી શકતો નથી, અર્થાત આપનો વિયોગ એક ક્ષણ માત્ર પણ સહન કરી શકતો નથી. આપના દર્શનથી મને ઘણો હર્ષ થાય છે, ખરેખર આપે મારા ઉપર મોહીની મંત્રનો પ્રયોગ કર્યો છે. અરે એટલુંજ નહી પણ મારા શરીરમાં કામ રૂપી રોગ ઉત્પન્ન કર્યું છે, તેથી તેની ચિકિત્સા પણ આપેજ કરવી જોઈએ.

ઝિઆદની વિહવળતા સમજી જઇને તેવી સર્વોત્કૃષ્ટ તક હાથથી નહિ જવા દેવા માટે હલાવાએ પોતાની પ્રેમ રૂપી કપટ જાળ વિસ્તારવા માંડી. અને તેને અંતઃકરણપુર્વક ચાહતી હોય તેવો ઢોંગ કરવા લાગી. તેની સઘળી ચેષ્ટાઓ સફળ થઈ. તે અનુભવહીન યુવક તેની કપટકળા કળી શક્યો નહિ, તેથી તેને આશ્વાસન આપવા માટે તેનો સુકોમળ કર ગ્રહીને તેણે કહ્યું " હલાવા! નિશ્વાસ નાખવાનું પ્રયોજન શું છે તે મને સત્વર જણાવો? તમારી આવી સ્થિતિ એક નિમિષ માત્ર પણ હું સહન કરી શકતો નથી."

હલાવા—હું મારા હતભાગ્ય ઉપર નિશ્વાસ નાખું છું કે જેણે મને અનેક પ્રકારે સંતાપી છે.

જ્યારે હલાવા ઉપર પ્રમાણે બોલી રહી હતી, ત્યારે ઝિઆદ તેનો કોમળ કર નિજ કરમાં પકડીને તેનું નિરિક્ષણ કરી રહ્યો હતો. તેમ કરતાં તે સુંદરીના હાથ ઉપર મેલ જોવામાં આવ્યાથી તેણે કહ્યું. " હલાવા! તમે તમારા હાથ ધોતા નથી? જુઓને તેના ઉપર કેટલું મેલ છે? મને ઘણું આશ્ચર્ય થાય છે કે તમે વઝુ કેવી રીતે કરો છો?"

હલાવા—મારા પતિએ સ્વર્ગવાસ કર્યો, તે દિવસથી મને મારા દેહનું પણ ભાન નથી તો ન્હાવા ધોવાની શુદ્ધિ તો ક્યાંથીજ હોય. મહિનામાં એકવાર પણ સ્નાન કરવાની ઇચ્છા થતી નથી, અત્યાર સુધી હું જેવા તેવા લુગડાં પહેરતી હતી, પરંતુ આપની સાથે સંબંધ થયો ત્યારથીજ આવા સારા વસ્ત્રો પહેરૂં છું.

જો કે ઝિઆદના પ્રશ્નથી હલાવા ગભરાઇ ગઇ હતી, પણ પોતાનો ભેદ કળાઇ ન જાય એટલા માટે હિમ્મત રાખી તેણે ઉપર




......હલાવા રડવાની વ્યર્થ ચેષ્ટા કરતી કરતી તેના ખોળામાં ઢળીપડી.

ઝોહરા ભા. ૧ લો — અમરસિંહજી પ્રી. પ્રેસ.

પૃષ્ટ. ૬૫ — અમદાવાદ.

પ્રમાણે જવાબ આપ્યો. તેના ઉક્ત પ્રતીઉત્તરથી ઝિઆદને કાંઇક સંતોષ થયો ? અને તેની દુખમય કર્મકથા સાંભળીને પોતાના તેવા ઉચિત પ્રશ્નને માટે પણ તે પશ્ચાતપ કરવા લાગ્યો. પછી તે સુંદરીને આશ્વાસન આપતાં તેણે કહ્યું "પ્રિયે! માણસ ઉપર જે કાંઇ સંકટ આવી પડે છે. તે મુખ્યત્વે કરીને તેના પ્રારબ્ધને આભારી હોય છે, ખરેખર વિધાતાએ માણસના લલાટે જે લખ્યું છે. તે કોઈ કાળે મિથ્યા થતું નથી, એટલુંજ નહિ પણ ક્રમેક્રમે દરેક કાર્ય થયેજ જાય છે. અને કાળચક્રની ગતિમાં રાયરંક સર્વે એક સરખી રીતે સપડાય છે. ઉદય પછી અસ્ત, અને અસ્ત પછી ઉદય એ સૃષ્ટિચક્રનો નિયમ છે, તેમાંથી કોઈ મૂકત રહ્યું નથી, તેમ રહેવાનું પણ નથી. જે વસ્તુનો ઉપાય આપણા હાથમાં નથી તેને માટે શોક કરવો મિથ્યા છે. તેથી તેને માટે શોક કરવો શા કામનો ? શોક કરવાથી શું મળે છે ? કાંઇજ નહિ ! ઉલટું તેનાથી આપણા શરીરને નુકસાન પહોંચે છે અને આરોગ્યની હાની થાય છે, માટે સંકટ સમયે ધૈર્ય ધરીને તેમાંથી મૂક્ત થવા માટે પ્રયત્નશીલ બનીને તેમાં સહાય આપનાર પરમ કૃપાળુ પરમાત્મા આગળ વિનંતી કરવી જોઇએ, ઝિઆદનો ઉપદેશ પુરોથતાં હલાવા રડવાની વ્યર્થ ચેષ્ટા કરતી કરતી તેના ખોળામાં જઇ પડી. તે કપટકળાનિપુણ રમણીને આવી સ્થિતિમાં જોઇને ઝિઆદ તેના પરત્વે દયાભાવ દર્શાવવા લાગ્યો. તેમ છતાં તેને હલાવાની ઉક્ત ચેષ્ટા ઉચિત જણાઈ નહિ. તેથી તે મનમાં વિચાર કરવા લાગ્યો " જો કાંઇ પણ અવરોધ વિના આ પ્રમાણે નિરંતર એકાંતવાસ ચાલુ રહેશે તો કોઈ પ્રસંગે માઠું પરિણામ નિપજવાનો સંભવ છે. હલાવા વાતચીત ઉપરથી તો એક સુશિક્ષિત અને સભ્યતાવાળી સુંદરી જણાય છે, તો પછી તેણે આવી કુચેષ્ટા શામાટે કરી હશે તે સમજી શકાતું નથી. તે

સાધુના વેશમાં શયતાન, કે રમણીના વેશમાં રાક્ષસી, તો નહિ હોય ? કેમ કહી શકાય ? ગમે તેમ હોય પણ તેની આવી અનુચિત ચેષ્ટાઓ તો પસંદ કરવા જોગ નથી. માટે હવેથી મારે તેની સાથે જેમ બને તેમ ઓછો પરિચય રાખવો જોઇએ. ” આ પ્રમાણે તે વિચાર વમળમાં વિંટળાઈ ગયો. લાંબા સમય પ્રયંત આવી સ્થિતિમાં બેસી રહ્યા પછી કાંઇ વિચાર આવતાં તેણે હલાવાનું મસ્તિક પોતાના ખોળામાંથી ઉંચકીને તેને સ્વસ્થ કરીને બેસાડી. અને નીચી નજરથી પોતે પણ પોતાની જગ્યાએ બેસી રહ્યો. હલાવા ઝિઆદનું ઉપર્યુક્ત કૃત્ય આશ્ચર્યથી જોઇ રહી. તેના મુખ ઉપર ચિંતા અને લજ્જાના ચિન્હ જોઇને સ્મિત હાસ્ય કરીને કહેવા લાગી “પ્રાણનાથ ! શું મારા કર અસ્વચ્છ હોવાથીજ આપ મારા ઉપર ક્રોધે ભરાયાછો ? જો તેમ હોય તો હું હમણાજ તેમને સ્વચ્છ કરી આવું છું. ”

ઝિઆદ—નહિ ! નહિ તેમાંનું કાંઇ પણ નથી. મને મારી પૂર્વ સ્થિતિનું સ્મરણ થઈ આવવાથીજ હું વિચાર: વમળમાં ગુંથાયો હતો.

હલાવા—પ્રાણનાથ આજ સુધી તો હું મને એકલીનેજ હત-ભાગ્ય સમજતી હતી, પરંતુ આપના કથન ઉપરથીજ આપની દુ:ખદ સ્થિતિ આજે મારા જાણવામાં આવી. કૃપા કરીને આપની કર્મકથા સવિસ્તાર મને કહી સંભળાવો. કેમકે તે સાંભળવા માટે હું ઉત્સુકછું.

ઝિઆદ—પ્રિયે ! તે વાત તો કોઇ બીજા પ્રસંગે કરીશ, પરંતુ હમણા તમને એક પ્રશ્ન પૂછવાની ઇચ્છા રાખું છું” તો કૃપા કરીને મને તેનો ખરો ઉત્તર આપશો.

હલાવા—પ્રાણનાથ ! આપના પ્રેમમાં હું એવી તો લુબ્ધ બનેલી છું કે પ્રસંગ આવે તમારા માટે પ્રાણાર્પણ કરવાને પણ તૈયાર છું.

ઝિઆદ—મેં પોતે તે વાતનો અનુભવ હમણાજ લીધેલો હોવાથી તે વિષે વધુ વિવેચન કરવાની કાંઇ પણ અગત્ય નથી.

પોતે ઉઠાવેલો શ્રમ આ પ્રમાણે વ્યર્થ જતો જોઇને હલાવા ધીમે ધીમે ઝિઆદની પાસે ગઇ. અને તેની ગરદને કર વિંટાળીને પોતાનું મુખચંદ્ર તેના ઓષ્ટ પાસે લઇ જઈને કહેવા લાગી " પ્રાણનાથ ! તમે તો મને ઘેલી બનાવીને વિરહાગ્નિમાં બાળીને ભસ્મ કરી નાખી છે, માટે આપના પ્રેમરૂપી જળનું સિંચન કરીને મારા બળેલા અંતઃકરણને શાંત કરો. "

ઝિઆદ પોતાના મુખચંદ્રનું ચુંબન કરશે એવી આશાથી હલાવા પોતાનું મુખ તેના ઓષ્ટ પાસે હજી સુધી ધરી રહી હતી. પરંતુ સર્વ ગુણ સંપન્ન અને ધાર્મિકવૃતિવાળા તે યુવકે તેની સામે જોયું સરખું પણ નહિ. અને હલાવાની નીચ મનોવૃતિઓ તૃપ્ત કરવાને બદલે પોતાની ગરદનેથી તેના હાથ દુર કરી કહેવા લાગ્યો " પ્રિયે ! તમારી આ રીતભાત મને પસંદ નથી, હું તમારી સાથે વ્યભિચાર કરીશ એવી સ્વપ્ને પણ આશા રાખતા નહિ. માટે જો હવે પછી એવીજ ચેષ્ટા કરશો તો હું અહિંથી ઉઠીને ચાલ્યો જઇશ. "

ઝિઆદના ઉપદેશની હલાવા ઉપર એટલીતો અસર થઇ કે તે લજ્જીત થઈને દુર ખસી ગઈ. અને તેના મનમાં પોતાની ચાલ ચલગત વિષે કાંઇ માઠી અસર થાય નહિ, એટલા માટે વાત બનાવીને

કહેવા લાગી “ પ્રાણનાથ ! હા તે સમયે હું એવી સ્થિતિમાં હતી કે મને મારા દેહનું પણ ભાન ન હતું. માટે હું સવિનય વિનંતી કરૂં છું કે અહિંથી જવાનું નામ પણ લેતા નહિ, કેમકે આપનો વિરહ હું એક ક્ષણ પણ સહન કરી શકીશ નહિ. તેથી જો આપ મારો પરિત્યાગ કરશો તો હું પ્રાણ ત્યાગ કરીશ. ”

ઝિઆદ—પ્રિયે ! તમે એક ઉચ્ચ કુળની ગૃહિણી હોવાથી તમારા આગળ વ્યભિચાર એ શબ્દનો ઉચ્ચાર કરતાં પણ હું શરમાઉં છું.

હલાવા—પ્રાણનાથ ! હું પ્રતિજ્ઞા પૂર્વક કહું છું કે હવે પછી ગમે તેમ કરીને પણ કામ જવાળાનો અવરોધ કરીશ, માટે કૃપા કરીને મારો પરિત્યાગ કરતા નહિ.

ઝિઆદ—પ્રિયે ! તમને આવી શિશુ વયમાં વૈધવ્ય પ્રાપ્ત થયું એ ઘણું ખોટું થયું છે. હું તો તમને એજ શિખામણ આપું છું કે તમારે કોઇ પ્રતિષ્ઠિત ગૃહસ્થ સાથે પુનર્લગ્ન કરી લેવું, કે જેથી કરીને કોઈ પ્રસંગે તમારી પ્રતિષ્ઠા અને ઉચ્ચ કુળને કલંક ન લાગે.

હલાવા—આપનું કહેવું અક્ષરસ સત્ય છે, પરંતુ મારા આપ્ત જનો પુનર્લગ્નની વિરૂદ્ધ હોવાથી તેઓ મારા તે કૃત્ય પ્રત્યે ઘૃણા યુક્ત દૃષ્ટિથી જોશે. તેથી જો પુનર્લગ્ન નહિ કરતાં આમને આમજ પતિ પત્નિ તરીકે સાથે રહેવામાં આપને કાંઇ વાંધો છે ?

ઝિઆદ—પ્રિયે ! વ્યભિચાર કરવા કરતાં તો હું વિષપાન કરીને મરી જવાનું વધારે પસંદ કરૂં છું. તેથી તમારી અનુચિત માગણી સ્વીકારવાનું મારાથી કદાપી બનશે નહિ. તમારી આવી મનોવૃત્તિઓ જોઇને

તમારી સાથે એકાંતમાં બેસવાનું હું પસંદ કરતો નથી. પરંતુ તમારી દેખરેખ રાખવાનું મેં વચન આપેલું હોવાથી તેના પાલન અર્થે હું તમારા ઘરમાં નિત્ય એકવાર આવતો રહીશ, પરંતુ તે સમયે જો કાંઇ પણ અયોગ્ય ચેષ્ટા થતી મારા જોવામાં આવશે તો ફરીથી હું કદાપી તમારી પાસે આવીશ નહિ.

આ પ્રમાણે બોલી તે પોતાની જગ્યાએથી ઉઠીને ઉભો થયો.

હલાવા—પ્રાણનાથ ઘેર જવાની આટલી ઉતાવળ શી છે? આજે મારી સાથે ભોજન આરોગીનેજ જજો.

ઝિઆદ—નહિ હવે હું તમારી સાથે તેવો સંબંધ રાખવા ઇચ્છિતો નથી.

આ પ્રમાણે કહીને તેણે ચાલવા માંડયું. હલાવાએ તેને રોકવા માટે ઘણા ઘણા પ્રયત્નો કર્યા, પરંતુ કોઇ પણ રીતે તે તેને રોકી શકી નહિ.



# પરિશિષ્ટ ૮ મું.

## એક નવિન યુકિત.

આગલા પરિશિષ્ટમાં દર્શાવ્યા પ્રમાણે ઝિઆદના ચાલ્યા જવા પછી પોતાની યોજના નિષ્ફળ થએલી જોઇ હલાવા સંતપ્ત બનીને ભવિષ્યમાં પોતાનો હેતુ સફળ કરવા માટે શું કરવું તે વિષે વિચાર કરવા લાગી. ઝિઆદ એક દ્રઢ મનનો યુવક હોવાથી તે હલાવાની કપટ જાળમાં સપડાયો નહિ. આવી રીતે પોતાનાની સર્વ યુક્તિઓ નિષ્ફળ થએલી જોઇને ભવિષ્યમાં પોતાની અભિલાષાઓ કેવી રીતે તૃપ્ત કરવી તે વિષે વિવિધ તરંગ દોડાવતી હલાવા શોક સાગરમાં ડુબી ગઈ. તે વિચારોના વમળમાં એવી તો ગુંથાઇ ગઇ હતી કે તેને પોતાનાદેહનું પણ ભાન નહતું, તેથી જ્યારે તેની પરિચારિકા તેના ઓરડામાં આવી ત્યારેપણ તે તેને જોઇ શકી નહિ. દાસીએ ઓરડામાં પ્રવેશ કરતાંજ પોતાની શેઠાણીને ઝિઆદ વિષે પ્રશ્ન કર્યો. પરંતુ તે શોકમાં નિમગ્ન હોવાથી "કાલે કહીશ" એવો પ્રતી ઉત્તર વાળીને તેણે તેને ત્યાંથી ચાલી જવાની આજ્ઞા કરી. તેથી દાસી ત્યાંથી ચાલી ગઈ, અને રાત્રી બીજા ઓરડામાં નિર્ગમન કરી. પણ બીજા પ્રભાતે ફરી પોતાની શેઠાણી પાસે આવી સ્મિત હાસ્ય કરીને કહેવા લાગી " ફ્લોરેન્ડા ! આજે બે દિવસ થયા હું તમને ચિંતાગ્રસ્ત સ્થિતિમાં જોઉં છું. તેથી આ-ર્જવતાપુર્વક વિનંતી કરૂં છું કે કૃપા કરીને મને તમારી આંતર વૃતિઓ નિવેદન કરો, જેથી હું તમને કાંઈ યથોચિત સહાયતા આપી શકું ?"

ફ્લોરેન્ડા—વાયોલેટ ! ઝિઆદની દ્રઢતાએ મારો પરાજ્ય કર્યો છે, ગઈ રાત્રે હું તેની સાથે જેવી રીતે વર્તી છું, તેવી રીતે જો કોઇ બીજા યુવક સાથે વર્તી હોત તો અવસ્ય તે મારી કપટ જાળમાં સપડાયા વિના રહેત નહિ.

વાયોલેટ—તેની દ્રઢતાના હું પણ વખાણ કરૂં છું. જો તેની જગ્યાએ કોઈ ખ્રિસ્તી યુવક હોત તો તે પોતાની પાપવાસના તૃપ્ત કર્યા વિના રહેત નહિ. હું તો એમજ માનતી હતી કે આપણી તે યુક્તિ સફળ થશે, અને તે વડે આપણે ઝોહરા સાથે મળી શકીશું, પણ ઝિઆદની દ્રઢતાએ આપણી સઘળી અભિલાષાઓ નિષ્ફળ કરી છે. હા! પણ તે તમારો ત્યાગ શા માટે કરી ગયો તે વિષે તો તમે મને કાંઇ પણ કહ્યું નહિ ?

ફ્લોરેન્ડા—તે લજ્જાયુક્ત બીનાવ્યકત કરવાની હવે કાંઈ પણ અગત્ય નથી.તો પણ એટલું તો મારે કહેવું જોઇએ કે તેને પાપ કર્મમાં લુબ્ધ કરવાની ચેષ્ટા કરવામાં મેં કાંઇ પણ મણા રાખી નથી. પરંતુ મારી એક પણ ચેષ્ટા સફળ થઇ નહિ. છેવટે મને પુર્નલગ્ન કરવાની શિખામણ આપીને તે ચાલ્યો ગયો.

વાયોલેટ—ખચિત ઘણું ખોટું થયું ! તમારા આચરણ વિષે તે શંકાશીલ થવાથી હવે તે કદાચ પોતાની ભગ્નિ સાથે તમને મળવા દેશે નહિ.

ફ્લોરેન્ડા—વાયોલેટ ! તેને માટે કાંઇ ચિંતા કરો નહિ. તેની પ્રિતી અને વિશ્વાસ સંપાદન કરવા માટે હું ફરી પ્રયત્ન કરીશ.

વાયોલેટ—પણ જ્યારે તે તમારા આચરણ વિષે શંકાશીલ બન્યો છે ત્યારે તે તમારી કપટ જાળમાં સપડાશે કે કેમ એ શક પડતુ છે ?

ફ્લોરેન્ડા—વાયોલેટ ! તમે ભ્રમણામાં પડ્યા છો ? વસ્તુ સ્થિતિ હજી છેક બગડી નથી. અને કાંઇક બગડી છે, તે પ્રયત્ન કરવાથી સુધરી શકે તેમ છે.

વાયોલેટ—હવે આપણી સઘળી મનેચ્છાઓ સફળ કરવા અર્થે કેવી યુક્તિ કરવી જોઇએ તે કૃપા કરીને નિવેદન કરો ?

ફ્લોરેન્ડા—અહિંથી વિદાય થતી વખતે તે નિત્ય મળવા આવવાનું કહેતો ગયો છે, તેથી તેને ભોળવી લેવાની હજી પણ કાંઇક આશા રહે છે, પરંતુ પુનર્લગ્ન કરવાની તેની શિખામણ આપણા માર્ગમાં કંટક રૂપ થઇ પડશે.

વાયોલેટ—શું તમારૂં સૌંદર્ય અને લાવણ્ય પણ તેના અંતકરણ ઉપર કાંઇ અસર નિપજાવી શક્યું નહિ. હું નિશ્ચયપુર્વક કહું છું કે સમસ્ત સ્પેન દેશની ખ્રિસ્તી પ્રજામાં તમારા રૂપની બરાબરી કરી શકે તેવી એક પણ યુવતી નથી. તમારી સાથે પ્રિતી કરવા માટે પ્રત્યેક દેવળાધ્યક્ષ આતુર છે, એટલુંજ નહિ પણ અરસ પરસની હરીફાઇમાં દ્વંદ યુદ્ધ કરીને પ્રાણાર્પણ કરવા માટે પણ તૈયાર છે.

ફ્લોરેન્ડા—બેન ! મારા સૌંદર્યના વધારે વખાણ કરીને મને શરમાવો નહિ.

વાયોલેટ—ફ્લોરેન્ડા ! હું તમને શરમાવતી નથી. પરંતુ માત્ર એટલુંજ પૂછું છું કે પરમાત્માએ તમને આવું અનુપમ સૌંદર્ય આપ્યા છતાં પણ તમે એક યુવકને વશ કરી શક્યા નહિ ?

ફ્લોરેન્ડા—પ્રયત્ન કરવામાં તો મેં કાંઇ પણ મણા રાખી નથી,

એટલુંજ નહિ પરંતુ કામની ચેષ્ટાઓ પણ કરી જોઈ. છતાં તે કોઇ પણ પ્રકારે ચલિત થયો નહિ. કહો, હવે આમાં મારો શો દોષ ?

વાયોલેટ—ફ્લોરેન્ડા ! ઘણી નવાઇ જેવી વાત છે. ચાલો હવે જે થયું તે થયું. પણ હવે તે વાત પડતી મૂકીને ભવિષ્યમાં શું કરવું તેનો નિશ્ચય કરવો જોઈએ.

ફ્લોરેન્ડા—તમે યુલીસીઝ પાસે જાઓ. અને બનેલી સઘળી બીના તેમને નિવેદન કરીને ભવિષ્યમાં શું કરવું તે વિષે તેમની સલાહ પૂછો. તમે જાણો છો કે આ યુક્તિ કાંઈ મારી પોતાની નથી ? પણ આપણું સમ્મેલન થયું તે પહેલાં યુલીસીઝે મને તે વિષે સુચના કરી હતી. અને તે ઉપરથીજ તેમની આજ્ઞાનુસાર સમ્મેલનમાં મેં મારી તેથી દરખાસ્ત રજુ કરી હતી.

વાયોલેટ—આજે રાત્રે હું અહિંયાથી પ્રયાણ કરીશ. કેમકે જો દિવસે પ્રયાણ કરૂં તો ઝિઆદના મનમાં આપણા વિષે વળી કાંઇ નવીનજ શંકા ઉત્પન્ન થાય.

ફ્લોરેન્ડા—વાયોલેટ ! તમને અહિં કોણ ઓળખે છે કે આટલી બધી ચિંતા કરો છો ? મારી સલાહ એવી છે કે તમારા મુખચંદ્રને જાળીદાર વસ્ત્રથી આચ્છાદિત કરીને અત્રેથી પ્રયાણ કરો. કેમકે ઝિઆદ પાછો અહિં આવે તે પહેલાં યુલીસીઝની આજ્ઞા જાણવાની ઘણી અગત્ય છે.

વાયોલેટ—તમારી આજ્ઞા શિરોમાન્ય ગણી હું જવાને માટે તૈયાર છું, પણ જો તેનું કાંઇ વિપરીત પરિણામ આવે તો તેનો દોષ મારા ઉપર મૂકશો નહિં.

ફ્લોરેન્ડા—વાયોલેટ ! તેવા સંભવીત પરિણામને માટે હું પોતે

જવાબદાર છું. તમે તત્સંબંધે કાંઇ પણ ચિંતા ન કરતાં જેમ બને તેમ જલદીથી યુલિસિઝ પાસે જાઓ.

આ પ્રમાણે સંભાષણ કર્યા પછી નવીન વસ્ત્રો પરિધાન કરીને મોઢા ઉપર બુરખો નાખી વાયોલેટે ખ્રિસ્તીઓના દેવળ પરત્વે પ્રયાણ કર્યું. તેના ગયા પછી ફ્લોરેન્ડા ઝિઆદ વિષે અનેક તર્ક વિતર્ક કરવા લાગી. આગલા પરિશિષ્ટોમાં દર્શાવ્યા પ્રમાણે જો કે તે પોતાની મનોકામના સફળ કરવા અર્થે ઝિઆદને પોતાની પ્રપંચ જાળમાં ફસાવવા માટે આવી હતી, પણ તેની નવ પ્રફુલ્લિત યુવાવસ્થા, તેનું સદાચરણ, અને દ્રઢતા જોઇને પોતેજ તેના પ્રેમમાં સપડાઇ ગઇ હતી. એટલુંજ નહિ પણ તેની સાથે વિહાર કરીને પોતાની પાપી વાસનાઓ તૃપ્ત કરવાને આતુર બની હતી. તેમ છતાં અમારે એટલું તો કહેવુંજ પડશે કે તે ઝિઆદની સાથે પુનર્લગ્ન કરવાને ઇચ્છતી ન હતી. એક દહાડો હલાવા પોતાના ઘરમાં બેસીને ઝિઆદના પ્રેમ વિષે પોતાના મનમાં વિચાર કરી રહી છે વિચાર કરતાં કરતાં તે ઘણી ઉંડી ઉતરી ગઇ. તેના વિચારો ધીમે ધીમે બદલાતા જતા હતા, અર્થાત તેનું અંતકરણ ઝિઆદ સાથે પુનર્લગ્ન કરવા માટે તેને પ્રેરણા કરતું હતું. પોતાના મનમાં તેની પ્રસંશા કરતાં કરતાં તેણે કહ્યું "ખરેખર તે એક ભલો અને સદાચારી યુવક છે, તેથી તેની સાથે પ્રિતી કરવી તે એક સદભાગ્યનું ચિન્હ છે. ખરેખર હું ઘણી ભાગ્યશાળી છું કે તેની પ્રિતી સંપાદન કરી શકી. તેનો વિયોગ હવે હું એક નિમિષ માત્ર પણ સહન કરી શકતી નથી, તેના સમાગમમાં આનંદ, અને વિયોગમાં મને દુઃખ ઉત્પન્ન થાય છે, આ સઘળી ઉપાધિઓ તેની સાથે લગ્ન કરવાથી દુર થઈ શકે છે. પણ જો લગ્ન કરૂં છું તો મારી

સ્વતંત્રતા ઉપર ત્રાપ પડવાની ચિંતા રહે છે, આવી રીતે હું ધર્મ સંકટમાં આવી પડી છું. અને તેમાંથી નિકળવાનો એક પણ ઉપાય દેખાતો નથી. આવી સ્થિતિમાંથી મૂક્ત થવા માટે મારે કરવું શું ? શું મારા અંતકરણમાં પોષાયલા સ્નેહ રૂપી અંકુરેનો વિનાશ કરીને અહિંથી ચાલ્યા જવું ? ના. ના. તેમ તો બની શકેજ નહિ. તેવા ઉપાય લેવાને મારૂં અંતકરણ સ્પષ્ટ ના પાડે છે. તેના સ્નેહરૂપી અંકુરો મારા અંતકરણમાં ઘર કરી બેઠા છે. આ કારણથી અહિંથી ગયા પછી પણ હું તેને વિસરી શકીશ નહિ, તેનો વિયોગ સહન કરવાનું કામ મારે માટે અશકય છે, તો હવે મારે કરવું શું ? જો લગ્ન કરૂં છું તો પરતંત્ર થવું પડે છે અને જો તેમ નથી કરતી તો આખા આયુષ્યને માટે વિરહાગ્નિનું દુઃખ સહન કરવું પડે છે. આ બન્ને બાબતોનો વિચાર કરતાં લગ્ન કરવાનુંજ મને ઉચિત લાગે છે. ”

આ પ્રમાણે તે પોતાના મનમાં વિચાર કરી રહી છે, એટલામાં ઘરનું બારણું ઉઘડયું, અને જેનું તે ચિંતવ્ય કરતી હતી; તેજ ઝિઆદ તેની સામે આવીને ઉભો રહ્યો.

ઝિઆદને જોઈને પોતે એક ઘડી પહેલાં જે વિચાર કરી રહી હતી તેનું સ્મરણ થઇ આવતાં લજ્જીત થઇને તે નીચું જોઈ રહી અને લજ્જાના ભારથી પોતાના પ્રિયતમને આવકાર સરખો પણ આપી શકી નહિ.

ઝિઆદે ઘરમાં પ્રવેશ કરતાંજ પ્રશ્ન કર્યો “ કહો ! પ્રિયે ! તમારી પ્રકૃતિ કેમ છે ? ”

હલાવા—પ્રાણનાથ ! આપના શુભાશિષ અને પરમ કૃપાળુ

પરમાત્માની પરમ કૃપાથી સારી પેઠે છું. આપે અહિં પધારી આ કિંકરીને આભારી કરી છે.

ઝિઆદ—તમને કોઇ વાતનું કષ્ટ તો નથી ને? જો તેમ હોય તો સત્વર નિવેદન કરો, કે જેથી કરીને તેના નિવારણાર્થે હું મારો બનતો પ્રયત્ન કરૂં.

હલાવા—જ્યારે આપની મારા ઉપર સંપુર્ણ કૃપા દૃષ્ટિ છે; ત્યારે કાંઇ પણ કષ્ટ સંભવી શકે ખરો કે? ખરેખર આપની કૃપાથી મને કોઇ પણ વાતનું કષ્ટ નથી, પણ આપ આ પ્રમાણે ઉભા ક્યાં સુધી રહેશો? આ આસન ઉપર બિરાજી તેને પાવન કરો.

ઝિઆદ—પ્રિયે! આ વખતે મારે કેટલુંક અગત્યનું કામ હોવાથી બેસી શકતો નથી.

હલાવા—ઝિઆદ! મારો અપરાધ ક્ષમા કરો, હવે તમારી સાથે પહેલાના જેવી અયોગ્ય વર્તણુંક કદી પણ ચલાવીશ નહિ. ગઈ કાલથી હું મારા ઉક્ત કૃત્યને માટે ઘણો પસ્તાવો કરૂં છું.

ઝિઆદ—સુભગે! તમારા વિચારો બદલાયલા જોઇને મને ઘણો આનંદ થાય છે, પરંતુ જ્યાંસુધી મને તે વિષે સંપુર્ણ ખાત્રી થશે નહિ, ત્યાં સુધી હું તમારી સાથે પ્રથમના જેવો સંબંધ રાખી શકીશ નહિ.

હલાવા—પ્રાણનાથ! હું ફરીપણ કહું છું કે તેવી ચેષ્ટા હવે પછી કદી પણ કરીશ નહિ, માટે મારો પ્રથમ અપરાધ ક્ષમા કરો.

ઝિઆદ—લલને! તમારો અપરાધ તો હું પહેલાંથીજ ક્ષમા કરી ચૂક્યો છું, પરંતુ તમારી સાથે એકાંતવાસ કરવાનું હવે હું પસંદ કરતો નથી.

હલાવા—પ્રાણનાથ ! આ સમયે મારા સિવાય ઘરમાં બીજું કોઈ પણ નથી, માટે કૃપા કરીને થોડીવાર અહિં બેસો.

ઝિઆદ—શું હમીદા ઘરમાં નથી ?

હલાવા—નહિ. તે કાંઇ કામ પ્રસંગે ચૌટામાં ગઈ છે, અને તેથીજ હું આપને થોડીવાર વધુ થોભવાની વિનંતી કરૂંછું.

ઝિઆદ—લલને ! જ્યારે તમે ઘરમાં એકલાજ છો, ત્યારે હવે હું એક ક્ષણ પણ અહીં થોભી શકતો નથી. આ પ્રમાણે કહીને તે ત્યાંથી એકદમ ચાલ્યો ગયો. હલાવા તેને અનેક પ્રકારે વિનવવા લાગી. પણ તેની એક પણ વાત ઉપર તેણે લક્ષ આપ્યું નહિ. તેના ગયા પછી પોતાની યુક્તિ નિષ્ફળ થએલી જોઇને ફ્લોરેન્ડા રૂદન કરવા લાગી. આ પ્રમાણે ઘણીવાર સુધી તે રૂદન કરતી રહી. અને તેવી સ્થિતિમાંથી સ્વસ્થ થાય તે પહેલાં વાયોલેટ ત્યાં આવી પહોંચી. તેને જોતાંજ હલાવાએ પોતાના મુખચંદ્ર ઉપર પ્રસરી રહેલા અશ્રુબિંદુઓ લોહી નાખ્યા. અને સ્વસ્થ થઇને યુલીસીઝની આજ્ઞા તેને પૂછવા લાગી. પરંતુ તેના પ્રશ્નનો કાંઈ પણ જવાબ આપ્યા વિના વાયોલેટ પ્રશ્ન કર્યો “ ફ્લોરેન્ડા ! આજે ત્રણ દિવસ થયાં તમારૂં મુખચંદ્ર શોકરૂપી વાદળાંઓથી આચ્છાદિત થએલું જણાય છે, પરંતુ તે વિષેનો કાંઇ પણ ભેદ હું કળી શકતી નથી. બેન ! ઝિઆદના સ્નેહે તો તમારી આવી સ્થિતિ કરી નથીને?”

ફ્લોરેન્ડા—બેન ! નહિ ! તેમાંનું કાંઈ પણ નથી. પરંતુ આપણી નિષ્ફળતાજ મારી ચિંતાના કારણરૂપ થઈ પડી છે.

વાયોલેટ—ફ્લોરેન્ડા ! તમે મને ઉડાવવાનો પ્રયત્ન કરો છો. આજે કેટલાક દિવસ થયા હું બરાબર જોઉં છું કે ઝિઆદના સ્નેહે તમને

મોહાતુર બનાવ્યા છે, માટે બેન કાંઇ ગભરાઓ નહિ. હું તમારા માટે વધામણીના સમાચાર લાવી છું. યુલીસીઝ તમારા કાર્યમાં સર્વાંશે સમ્મત છે, માટે તમારી ઇચ્છાનુસાર વર્તી આપણી સઘળી મનો કામનાઓ સિદ્ધ કરો. આ વાત જાણીને હલાવાને ઘણો હર્ષ થયો પણ પોતાના મનોભાવ છુપાવતાં તેણે હમીદાને સામો પ્રશ્ન કર્યો "બેન વાયોલેટ ! હું ધારૂં છું કે તમે સઘળી બીના યુલીસિઝને નિવેદન કરી હશે, પરંતુ તેમણે શો જવાબ આપ્યો તે તમે મને કહ્યું નહિ." તો કૃપા કરીને મને તે વાત કહેશો ?

વાયોલેટ—બેન ! યુલીસીઝની આજ્ઞા તો હું હમણાજ નિવેદન કરીશ, પણ વારૂ ! એતો કહો કે મેં વ્યક્ત કરેલી કલ્પનાઓ ખરી છે કે ખોટી ?

ફ્લોરેન્ડા—વાયોલેટ ! હાસ્ય કરવાનો આ સમય નથી. માટે આવી ઉપહાસ્યની વાતો મૂકીને આપણા મુદ્દાની વાત કરો.

વાયોલેટ—બેન ! જ્યારે તમે તે શુભ સમાચાર જાણવા માટે આતુર છો તો તેમ કર્યા વિના મારો છુટકો નથી. કહેતાં મને ઘણો આનંદ થાય છે કે ઝિઆદ સાથે લગ્ન કરવાની યુલીસીઝે તમને આજ્ઞા કરી છે. કેમકે તેમ કર્યા સિવાય આપણું કાર્ય સફળ થવાની લેશ માત્ર પણ આશા નથી. વાયોલેટનો આવો જવાબ સાંભળીને ફ્લોરેન્ડાને ઘણો હર્ષ થયો. તેથી વાયોલેટ સમક્ષ પોતાની મનોવૃત્તિઓ નિવેદન કરતાં તેણે કહ્યું "બેન ! તમારી કલ્પના સર્વાંશે સત્ય છે, અને તેથી તમારી આવી ઉતકૃષ્ટ તર્કશક્તિને માટે હું તમને ધન્યવાદ આપું છું. ખરેખર હું ઝિઆદના પ્રેમમાં ઘેલી બનીને દેહભાન પણ ભૂલી ગઇ છું, તેથી તમે આપેલી વધામણીનો હર્ષપુર્વક સ્વીકાર કરૂં છું.

વાયોલેટ—બેન ! તે બધું તો ખરૂં. પણ લગ્ન કર્યા પછી તમારે એકાંતવાસમાં નિવાસ કરવો પડશે, અને તમે આપણી અન્ય ભગિનીઓ જેવી સ્વતંત્ર તેમજ સ્વછંદી જીંદગી ગુજારી શકશો નહિ તેનું કેમ ? શું તમને પડદામાં રહેવાનું ગમશે. ?

ફ્લોરેન્ડા—પ્રેમને માટે તે પણ સહન કરી લઇશ, પણ, વારૂ ? વાયોલેટ તમે પણ મારી સાથે આવશો કે નહિ ?

વાયોલેટ—બેન ! મારે ત્યાં આવવાનું પ્રયોજન શું છે ? તમે તો ઝિઆદના ગૃહિણી બનીને રહેશો, પણ હું ત્યાં શું કરીશ ?

ફ્લોરેન્ડા—( હાસ્ય કરીને ) બેન ! તમે પણ કોઈની સાથે પુનર્લગ્ન કરી લેજો.

વાયોલેટ—નહિ ! હું તેમ કરવા ઇચ્છતી નથી. હા. પણ જો તમે મને ચાર પાંચ માસ પછી કારડોવા જવાની રજા આપો તો હું તમારી સાથે આવવાને તૈયાર છું.

ફ્લોરેન્ડા—બેન ! તમારે મારી સાથે રહેવાની ઘણી અગત્ય છે, કેમકે જો તમે નહિ હો તો હું યુલીસીઝ સાથે સંદેશા કેવી રીતે ચલાવી શકીશ ?

વાયોલેટ—બેન ! એ તો ઠીક ! પણ તમારી સાથે રહીને હું ઘર બ્હાર પગ પણ મૂકી શકીશ કે કેમ એ શંકાસ્પદ છે. અને જો તેમજ હોય તો હું તમારા સંદેશા આપણા ધર્માધ્યક્ષ યુલિસિઝને કેવી રીતે પહોંચાડી શકીશ. તે પણ કાંઇ કહેશો ?

ફ્લોરેન્ડા—બેન ! તે વિષે તમે નચિંત રહો, હું તેની સઘળી વ્યવસ્થા કરી લઇશ.

વાયોલેટ—હા. જો તેમ કરો તો હું તમારી સાથે આવવાને માટે તૈયાર છું. આ પ્રમાણે કાર્યક્રમની ગોઠવણ કરીને તેમણે વાર્તાલાપ બંધ કર્યો.



---

આઠમા પરિશિષ્ટમાં આલેખાયલી ફ્લોરેન્ડા અને વાયોલેટ કોણ છે. તે સુજ્ઞ પાઠકો તો અવશ્ય સમજી ગયા હશે, પણ કાંઈ સઘળા પાઠકો દીર્ઘ દ્રષ્ટિથી વાંચનારા હોતા નથી. તેથી તેમાંના કેટલાક ઉપરોક્ત લલનાઓને કદાચ ઓળખી ન શકે એ સર્વથા અસંભવીત નથી. તેથી તેમને ઉક્ત રમણીઓની કાંઇક ઓળખાણ આપવા માટે આ જગ્યાએ કહેવું જોઇએ કે તેઓ અન્ય કોઈ નહિ પણ યુલીસીઝની આજ્ઞાથી ઝોહરાનું અપહરણ કરવા આવેલી ખ્રિસ્તી રમણીઓજ હતી. અને પોતાનો ભેદ છુપાવવા માટે તેમણે " હલાના અને હમીદા " એવા ઈસ્લામી નામ ધારણ કર્યા હતા, આ જગ્યાએ એ પણ કહેવું જોઇએ કે આપણી વાર્તાની નાયિકા " ઝોહરા "ની ખ્રિસ્તી માતુશ્રીએ તેનું ઉપનામ " ફ્લોરા " રાખ્યું હતું.

પ્રયોજક.

# પરિશિષ્ટ ૯ મું.

## લગ્નોત્સવ.

ઝિઆદ સાથે લગ્ન કરવાની યુલીસીઝે પોતાને આજ્ઞા આપેલી હોવાથી ફ્લોરેન્ડાના હર્ષનો પાર ન હતો. પોતાના મનોભાવ અને અંતરના ઉમળકાઓ, વાગોલેટના જાણવામાં આવે એવી કાંઈ પણ ચેષ્ટા તે કરતી ન હતી. પણ ઉલટું જાણે પોતે પાદરીની તેવી આજ્ઞાથી અપ્રસન્ન થઈ હોય તેવો ભાવ વ્યક્ત કરતી હતી. જે દિવસે તેને ઉપરોક્ત સમાચાર મળ્યા, તેજ દિવસે ઝિઆદને બોલાવીને તેને વધામણી આપવાનો તેણે વિચાર કર્યો. પણ વાગોલેટે તેને એવી શિખામણ આપી કે તેને અહિં બોલાવીને કહેવા કરતાં તે પોતાની મેળે અહિં આવે તે સમયે કહેવું વધારે ઉત્તમ છે. તેને અહિં બોલાવીને કહેવાથી વખતે તે કાંઈક પ્રપંચની કલ્પના કરશે.

આ શિખામણ ફ્લોરેન્ડાને પણ પસંદપડી. અને તેથી તેણે તે પ્રમાણે વર્તવાનો નિશ્ચય કર્યો. તે દિવસ અને રાત તેણે ઘણા આનંદ સાથે પસાર કરી. બીજો દિવસ પણ પસાર થયો. પરંતુ બીજી રાત્રે ઝિઆદના વિરહને લીધે તેને બિલકુલ ઉંઘ આવી નહી, તેથી તે પ્રયંક ઉપર આમતેમ આળોટવા લાગી. તેણે ઉંઘવાને માટે ઘણા ઘણા પ્રયત્ન કર્યા. પણ નિદ્રાદેવીએ તેના ઉપર કૃપા કરી નહિ. તેથી આખી રાત તેણે જાગ્રતાવસ્થામાંજ વિતાડી.

પ્રભાતે સુર્યનારાયણના દર્શન થતાંજ તેણે પથારીનો ત્યાગ કર્યો. અને દંતધાવન સારી રીતે કર્યા પછી કાંઇક ભોજન આરોગીને ક્ષુધાને શાંત કરી. આ કાર્યથી પરવારીને તે શૃંગાર સજવામાં પ્રવર્ત થઇ. શૃંગાર સજી રહ્યા પછી તે પોતાનું મુખ દર્પણમાં જોવા લાગી. અને સઘળું સુવ્યવસ્થ જોઇને પોતાના પ્રિયતમની માર્ગ પ્રતિક્ષા કરતી પ્રયંક ઉપર બેઠી. તેના નેત્રો દ્વાર તરફ આકર્ષાયલા હતા. અર્થાત તે પોતાના પ્રિયતમના દર્શન કરવાને માટે આતુર હતી. એક ક્ષણનો વિલંબ તેને એક વરસ જેટલો લાગતો હતો. આ પ્રમાણે લગભગ બે ઘટિકા પ્રયંત તેણે ઝિઆદની માર્ગ પ્રતિક્ષા કરી. પણ તે દરમ્યાન તે નહિ આવવાથી તેને પોતાની પરિચારિકા દ્વારા બોલાવવાનો નિશ્ચય કર્યો. પણ ફરી કાંઇ નવિન વિચાર ઉપસ્થિત થતાં તેને બોલાવવાનો વિચાર માંડી વાળ્યો. અને પૂન તેની માર્ગ પ્રતિક્ષા કરવા લાગી.

છેવટે તેની આતુરતાનો અંત આવ્યો. અર્થાત નિત્યના નિયમ પ્રમાણે ઝિઆદ નિયુત કરેલા સમયે ત્યાં આવી પહોંચ્યો. અને ઘરમાં પ્રવેશ કરતાંજ પોતાની પ્રિયાની કુશળતા પૂછવા લાગ્યો. પ્રતિઉત્તરમાં હલાવાએ સ્મિત હાસ્ય કરીને વિનય પુર્વક જવાબ આપ્યો "પ્રાણનાથ! આપની કૃપાથી હું સારી પેઠે છું, પણ આપ આમ ઉભા શા માટે રહ્યા છો? આ પ્રયંક ઉપર પધારોને? આ પ્રમાણે ક્યાં સુધી ઉભા રહેશો?"

આજે હલાવાએ એવા તો સુંદર અને મોહાકર્ષક વસ્ત્રો પરિધાન કર્યા હતા, કે જેના વડે તેના સૌંદર્યમાં દશ ગણો વધારો થતો હતો. તેથી આપણો પરિચિત યુવક ઝિઆદ તેના સૌંદર્યનું પાન કર-

વાને લલચાયો, પણ એક નવ યૌવના વિધવા સાથે એકાંતમાં બેસવાનું તેને અયોગ્ય લાગવાથી, કાંઇ અગત્યના કામનું બ્હાનું કાઢીને ત્યાંથી ચાલ્યા જવાની તેણે ઇચ્છા કરી. તેથી તેનો હાથ પકડીને આર્જવતાથી હલાવાએ કહ્યું " પ્રાણનાથ ! શા માટે આટલી ઉતાવળ કરો છો ? શું કાંઇ મારો અપરાધ થયો છે ? જો કાંઈ અપરાધ થયો હોય તો કૃપા કરીને ક્ષમા કરો. અને આ રંક દાશીને આપના વચનામૃતનું પાન કરાવો. "

ઝિઆદ—લલને ! તે દિવસે તમે મારી સાથે અયોગ્ય વર્તણુંક ચલાવેલી હોવાથી, આવા એકાંતમાં તમારી સાથે બેસવાની મારી ઇચ્છા નથી.

હલાવા—પ્રાણનાથ ! વ્હેમ જ્વરની પણ કાંઈ ઔષધી હશે ખરી કે?

ઝિઆદ—લલને ! ખરેખર વ્હેમનું કાંઈ પણ ઓસડ નથી. અને તેથીજ હું અહિં બેસવા ઇચ્છતો નથી. માટે મારૂં કાંઇ કામ હોય તો જલદી બતાવો. કેમકે મારે એક અગત્યનું કામ હોવાથી અત્રે હું વધારે થોભી શકીશ નહિ.

આ વાક્ય શ્રવણ કર્યા પછી સ્મિત હાસ્ય કરીને હલાવાએ ઝિઆદનો હાથ પકડી લીધો. તેથી ક્રોધમિશ્રીત અવાજે ઝિઆદે કહ્યું " લલને ! કાંઇ ભાન રાખો, આવી ચેષ્ટાઓ મને પસંદ નથી. "

પ્રતીઉત્તરમાં સ્મિત હાસ્ય કરી હલાવાએ કહ્યું " પ્રાણેશ ! આજે આપની સાથે મારે કેટલીક અગત્યની વાતચીત કરવાની છે. તેથી આપને આટલી જલદી તો નહિજ જવા દઉં. "

ઝિઆદ—જો તેમ છે તો દુર બેસીનેજ કહો, મારી પાસે આવવાની કાંઇ અગત્ય નથી.

હલાવા—હમીદાની હાજરીમાં હું તે વાત કરી શકીશ નહિ, માટે કૃપા કરીને મારી સાથે બીજા ઓરડામાં ચાલો.

ઝિઆદ—નહિ હલાવા ! હવે હું તમારી સાથે એકાંતમાં આ-વવા ઇચ્છતો નથી. માટે જે કાંઇ કહેવું હોય તે અહિંજ કહો.

હલાવા—પ્રાણેશ ! આપનું કહેવું યથાર્થ છે, પણ જે વાત અહિં કહેવા જેવી ના હોય તેને માટે શું કરૂં ?

આ વાક્ય પુરૂં કરીને તેણે પોતાની પરિચારિકાને ત્યાંથી ચાલ્યા જવાનું સંકેત કર્યું. તેથી હમીદા બીજા ઓરડામાં ચાલી ગઇ. તેના ગયા પછી એકાંતવાસનો લાભ લઇને હલાવાએ ઝિઆદની કોટે પો-તાના કર વિંટાળી દીધા. અને તેને દ્રઢાલિંગન આપતાં સ્મિત હાસ્ય કરીને કહ્યું " પ્રાણેશ ! આપે મારા ઉપર એવું તો આકર્ષણ કર્યું છે કે હું મારા દેહનું ભાન ભુલી ગઇ છું. મને આપના દર્શન વિના એક ઘડી પણ ચેન પડતું નથી. આપના વિયોગમાં મને આ અસાર સંસાર વિષ જેઓ લાગે છે. અને આપના સમાગમમાં મને આ ઘર પણ સ્વર્ગ જેવું લાગે છે. માટે પ્રાણેશ ! આ રંક દાસીને આપના વચનામૃતનું પાન કરાવો.

ઝિઆદ—તમારૂં કહેવું યથાર્થ છે, પણ તેને માટે શો ઉપાય કરવો તે તમેજ બતાવો ? પણ હલાવા ! તમે દુર ઉભા રહીનેજ મારી સાથે વાત કરો, નહિ તો હવે પછી હું તમારી પાસે આવીશ નહિ.

હલાવા—પ્રાણેશ ! આપના ઉપર મને એટલો પ્રેમ છે કે હું આપનાથી કોઈ પણ વાતની જુદાઈ રાખતી નથી. તેથી જ્યારે આપ મારી પાસે આવો છો, ત્યારે મને એવી ઇચ્છા થાય છે કે

આપની સોડમાં બેસીને પરિરંભણનો લ્હાવો લઉં. આપની સાથે પ્રેમની ચેષ્ટા કરવાનો મને ઘણો શોક છે, પરંતુ લગ્ન કર્યા વિના તેવો વ્યવહાર ચલાવી શકાય નહિ. આપ જાણો છો કે પહેલાં પુનર્લગ્ન કરવાની મારી ઇચ્છા ન હતી. પણ હવે તેમ કર્યા વિના છુટકો નથી. તેથી જો આપની ઇચ્છા હોય તો આપની સાથે પુનર્લગ્ન કરવાને તૈયાર છું.

ઝિઆદ—પ્રિયે ! તમારી માગણી હું ઘણા આનંદથી સ્વિકારૂંછું.

હલાવા—પ્રાણેશ ! એ વાત જાણીને મને ઘણો આનંદ થયો પણ જેમ બને તેમ જલ્દીથી લગ્નની તૈયારી કરો, જો આજેજ તે બની શકતું હોય તો વધારે સારૂં છે.

ઝિઆદ—પ્રિયે ! તેમ થવું અશક્ય છે, પણ જેમ બને તેમ જલ્દીથી લગ્ન કરવાની તૈયારી કરીશ.

હલાવા—પ્રાણેશ ! લગ્નોત્સવમાં ધામધુમ કરવાની, તેમજ જાનમાં વધારે માણસો લાવવાની કાંઇ પણ અગત્ય નથી. માત્ર લગ્ન ક્રિયા કરાવનાર અને એક બે શાક્ષીઓ હશે તોપણ ચાલશે.

ઝિઆદ—મારી પણ તેવીજ ઇચ્છા છે, પણ કેટલાક અંગત સ્નેહીઓને તો લાવ્યા વિના છુટકો નથી. તેથી આ કાર્યમાં વખતે એક બે દિવસનો વિલંબ પણ થાય.

ઝિઆદે પોતાની માગણી સ્વીકાર્યાથી હલાવાના આનંદનો પાર રહ્યો નહિ. તેથી હર્ષના આવેશમાં તેણે પોતાના પ્રિયતમની પાસે જઇને તેને આલિંગન આપતાં કહ્યું " નહિ, હવે વિલંબ કરવાની અગત્ય નથી. જો તમારા મિત્રો અને આપ્તજનોને આમંત્રણ કરવું હોય તો લગ્ન પછી કરજો. "

ઝિઆદ—ઠીક ! જેવી તમારી ઇચ્છા. હમણાજ હું કાઝી સાહે-બને તેડી લાવું છું.

હલાવા—હા, હમણાજ બોલાવી લાવો.

તેના ગયા પછી વાયોલેટે પોતાની શેઠાણીને સંબોધતાં કહ્યું " ફ્લોરેન્ડા " ?

તેના મોઢામાંથી માત્ર આટલાજ શબ્દો નિકળ્યા હતા કે ફ્લોરેન્ડાએ તેને અટકાવીને કહ્યું. "વાયોલેટ ! હવે મને આ નામથી નહિ બોલાવતાં હ-લાવા કહીનેજ બોલાવવી. નહિ તો જો કોઇ દિવસે ઝીઆદ મારૂં ખરૂં નામ સાંભળી લેશે તો અવશ્ય આપણો ભેદ કળાઇ જશે, માટે તેની હાજ-રીમાં કે ગેરહાજરીમાં મને હલાવા કહીનેજ બોલાવવી. અને હું પણ તમને " હમીદા " ના કલ્પિત નામથીજ બોલાવીશ."

હમીદા—ફ્લોરેન્ડા ! તો શું આપણા મુળ નામોને આપણે બિલકુલ તિલાંજલી આપવી પડશે?

હલાવા—ખચિત, જ્યાં સુધી આપણે એક મુસલમાનના ઘરમાં રહેવાનું છે, ત્યાં સુધી તો તેમ કરવુંજ પડશે.

હમીદા—વારૂ ! એ બધું તો ઠીક ! પણ તમારે ઝિઆદ સાથે શી વાતચીત થઇ તે તો કહો ?

હલાવા—તેણે મારી માગણીનો સ્વીકાર કર્યો છે, અને લગ્નક્રિયા કરાવવા માટે કાઝીને બોલાવવા ગયો છે પણ......

હમીદા—પણ શું ? આવો એક યોગ્ય અને સદાચારી પતિ મળવાથી તમારે તો આનંદ કરવો જોઇએ.

હલાવા—બેન ! મને પણ આનંદ તો થાય છેજ. પરંતુ આપણી યુક્તિ સફળ થશે કે નહિ તેનો વિચાર આવતાંજ મારૂં કાળજું કંપે છે.

હમીદા—મને તમારી બુદ્ધિ ઉપર સંપુર્ણ વિશ્વાસ હોવાથી આપણું કાર્ય સફળ થશે. તેમ હું તો માનું છું. પણ મને એક વાતની ઘણી ચિંતા થાય છે.

હલાવા—બેન ! તમારી ચિંતાનું કારણ જલદીથી નિવેદન કરો.

હમીદા—હલાવા ! તમારી એવી ટેવ છે કે જેની સાથે પ્રિતી કરો છો. તેનાજ થઈ જાઓ છો. મેં આ વિષયનો ઘણીવાર અનુભવ લીધો છે.

હલાવા—હા ! કાંઇક એવું છે ખરૂં. અને તે કાંઈ મારે માટેજ નથી, પણ પ્રત્યેક યુવતી પોતાના સ્વામી સાથે તેવીજ રીતે વર્તે છે.

હમીદા—અને તેથીજ મને ભય રહે છે કે રખેને તમે પોતાની પ્રતિજ્ઞાનું ભંગ કરીને આપણા ધર્માધ્યક્ષની આજ્ઞાનુસાર ફ્લોરાનું અપહરણ કરવાને બદલે પોતેજ ઇસ્લામ ધર્મનો અંગીકાર કરી લેશો.

ઘણી વાર સુધી વિચાર કર્યા પછી હલાવાએ જવાબ આપ્યો. ' નહિ ! નહિ ! તેમ કદાપિ કરીશ નહિ.પણ એટલું તો ખરૂં કે ગૃહકાર્યમાં મારે ઝિઆદની આજ્ઞા શિરોમાન્ય કરવીજ પડશે. પરંતુ ગમે તેમ કરીને ફ્લોરાને તો આપણા દેવળમાં અવશ્ય પહોંચાડી દઇશ."

હમીદા—હલાવા ! તમારા પ્રયત્નથી કદાચ ફ્લોરા તો આપણા ધર્મમાં આવી શકશે, પણ અમને એ વાતનો ખેદ થાય છે કે તમે અમારાથી સદાને માટે જુદા પડશો. ખરેખર ! હલાવા તમે આપણા ખ્રિસ્તી દેવળના એક સર્વોત્તમ રત્ન છો. તેથી ફ્લોરા આપણા ધર્મમાં આવવાથી અમને જેટલો આનંદ થવો જોઇએ તે કરતાં વધુ શોક તમારી જુદાઈને લીધે થશે.

હલાવા—બેન ! કાલે પ્રભાતે શું થશે તે પરમાત્મા સિવાય અન્ય કોઇ પણ જાણતું નથી. તેથી ભાવીને માટે શોક કરવો મિથ્યા છે.

ઉપર પ્રમાણે વાર્તાલાપ કરી રહ્યા પછી હમીદા ત્યાંથી બીજા ઓરડામાં ચાલી ગઈ. અને ગૃહકાર્ય કરવામાં પ્રવર્ત થઇ. તેના ગયા પછી હલાવા પોતાની નવીન સ્થિતિ વિષે વિધવિધ વિચાર કરવા લાગી. એ તો ખરૂં છે કે ઝિઆદના પ્રેમપાશમાં સપડાઇને તે લગ્ન કરવાને માટે ઉધુક્ત બની હતી, નહિ તો યુલીસીઝની આજ્ઞાથી તે પોતાની ઇચ્છા વિરૂદ્ધ ઝિઆદ સાથે લગ્ન કરત કે કેમ એ શંકાસ્પદ છે. તો પણ પોતાના ધર્માધ્યક્ષની આજ્ઞાનુસાર તે ફ્લોરાનું હરણ કરવાને સદાયે ઉત્સુક હતી.

હલાવા પોતાના ઓરડામાં એકલી બેસીને પોતાની નવિન સ્થિતિ વિષે વિચાર કરી રહી છે. એટલામાં એકાએક ઝિઆદ ત્યાં આવી પહોંચ્યો. અને ઘરમાં પગ મૂકતાંજ તેણે કહ્યું "પ્રાણેશ્વરી ! તમે તમારૂં સુખચંદ્ર વસ્ત્રરૂપી વાદળાથી આચ્છાદિત કરીલો. કેમકે કાઝીસાહેબ અહિં આવવાની તૈયારીમાં છે," આ વાક્યો શ્રવણ કર્યા પછી પોતાનું સુખચંદ્ર એક વસ્ત્ર વડે આચ્છાદિત કરીને એક નવ વધુની ઢબથી તે પ્રયંક ઉપર બેસીગઈ. થોડીવારમાં કાઝીસાહેબ પણ ત્યાં આવી પહોંચ્યા. એટલે તેમને આવકાર આપીને ઝિઆદે બીજા આસન ઉપર બેસાડયા. આસન ઉપર બેઠા પછી કાઝી સાહેબે ચોતરફ જોઇને પ્રશ્ન કર્યો " ઝિઆદ આ ઘર કોનું છે ?"

ઝિઆદ—મહાશય ! તે અહિંના એક ગૃહસ્થના તાબામાં છે, પણ હમણા બારસીલોનાની એક ઇસ્લામી વિધવા તેમાં ભાડે રહે છે. અને તેજ વિધવા સાથે મારૂં લગ્ન થવાનું છે.

કાઝી—ઝિઆદ ! તમે એક વિધવા સાથે લગ્ન કરવાનું કેમ પસંદ કર્યું ?

ઝિઆદ—કાઝી સાહેબ ! તેમ કરવાના ઘણા કારણો છે, એકતો એ કે તે બિચારી કેવળ નિરાધાર છે, બીજું એકે તેના સિવાય મારા મનનું હરણ કરી શકે તેવી બીજી એક પણ યુવતી આ નગરમાં નથી. આવા આવા કારણોને લીધે મેં તેની સાથે લગ્ન કરવાનું પસંદ કર્યું છે.

કાઝી—ખરેખર ! તમારૂં આ કૃત્ય અતિ શ્રેષ્ટ છે. ઇશ્વર તમને સહી સલામત અને સુખી રાખો. પણ મારે હવે ક્યાં સુધી થોભવું પડશે ?

ઝિઆદ—હવે એક ક્ષણનો પણ વિલંબ થવાનો નથી. સઘળી તૈયારીઓ થઇ ચુકી છે.

ઉપર પ્રમાણે વાતચીત્ત કરીને ઝિઆદ પોતાની પ્રાણેશ્વરીને કાઝી સાહેબ પાસે લાવ્યો. એટલે બે સાક્ષીઓની રૂબરૂ કાઝીસાહેબે લગ્નની ક્રિયા કરી. ઉક્ત ક્રિયા થઇ રહ્યા પછી ઝિઆદે કાઝીસાહેબને કેટલાક સુવર્ણ સિક્કાઓ આપ્યા. પણ તેમણે તેમાંથી કાંઈ પણ સ્વીકાર્યું નહિ. અને તે આખીરકમ કોરડોવાના નિરાશ્રીત બાળકોમાં વ્હેંચી આપવાની ઝિઆદને ભલામણ કરી. કાઝીસાહેબની આવી ઉદારતા જોઇને ઝિઆદને ઘણો આનંદ થયો. અને તેથી તેણે હસતાં હસ્તાં કહ્યું " કાઝીસાહેબ ! આપની શિખામણ અત્યોત્તમ છે. માટે કૃપા કરીને આપજ તેની વ્યવસ્થા કરી આપો."

કાઝી—મારે તેમ કરવાની અગત્ય નથી, તમે પોતે તેની વ્યવસ્થા કરીલો.

આ પ્રમાણે કહીને કાઝી સાહેબ પોતાના આસન ઉપરથી ઉભા થયા, અને તે નવલ દંપતીને આશીર્વાદ આપી વિદાય થયા. એટલે

ઝીઆદ તેમને દરવાજા સુધી પહોંચાડવા માટે ગયો. તેમના ગયા પછી હલાવાએ મોઢા ઉપરથી બુરખો સત્વર દુર કર્યો. અને ઝિઆદ ત્યાં પાછો આવી પહોંચતાંજ તેને પ્રશ્ન કર્યો " પ્રાણેશ ! લગ્ન ક્રિયા પુરી થઇ કે હજી બાકી છે ?"

ઝિઆદ—પ્રાણેશ્વરી ! મને ઘણું આશ્ચર્ય થાય છે કે આ તમારૂં બીજું લગ્ન હોવા છતાં પણ તમે મને આવો બાલીશી પ્રશ્ન પૂછો છો. ?

હલાવા—ખરેખર ! મારા પહેલા લગ્ન પસંગે શી ક્રિયા કરવામાં આવી તે વિષે મને કાંઇ પણ સ્મરણ રહ્યું નથી, અને તેથીજ મને તેવો પ્રશ્ન પૂછવો પડયો. આ પ્રમાણે તે દંપતી વચ્ચે વાર્તાલાપ ચાલી રહ્યો છે એટલામાં હમીદાએ ત્યાં આવીને તેમને મુબારકબાદી આપી. જેના બદલામાં ઝિઆદે તેને બે દીનારની ભેટ આપી.

હલાવા—પ્રાણેશ ! મને અહિંજ રાખશો કે આપને ઘેર લઇ જશો ?

ઝિઆદ—હવે અહિં રહીને શું કરશો ? તમારે મારી સાથે આવીને રહેવું પડશે. હમણા થોડીવાર અહિંજ થોભો, હું ઘેર જઇને સઘળી વ્યવસ્થા કરી તમને તેડવા માટે મારી દાસીને મોકલું છું. આપણા લગ્ન વિષે ઝોહરા કે મરિઅમ હજી સુધી કાંઈ પણ જાણતી નથી. તેથી તેમને પણ તે વિષેના સમાચાર જણાવી તમારા આદરાતિથ્યની વ્યવસ્થા કરવાની જરૂર છે.

હલાવા—પ્રાણેશ ! શું મને આજેજ ત્યાં લઈ જશો ?

ઝિઆદ—આજેજ ! અને તે પણ માત્ર એક ઘટિકા પછી. માટે તમે તૈયાર થઈ જાઓ.

હલાવા—હું તો આ ક્ષણેજ આપની સાથે આવવા માટે તૈયાર છું. આ પ્રમાણે સઘળી ગોઠવણુ કરીને ઝિઆદ પોતાને ઘેર ગયો.

# પરિશિષ્ટ ૧૦ મું.

## પ્રણિય રાત્રી.

હલાવા પાસેથી વિદાય થઇને પોતાના ઘરમાં આવતાંજ મરીઅમ પોતાના શેઠ સામે દોડી આવી. એટલે ઝિઆદે તેને હસ્તાં હસ્તાં કહ્યું, " મરીયમ ! ફ્લોરા કયાં છે ? "

મરીયમ—તે પોતાના ઓરડામાં એકલી બેઠી છે, આપે તેને બ્હાર જવાની ના કહી છે, તે દિવસથી એક ક્ષણ માટે પણ તે ઘરની બ્હાર નિકળતી નથી.

ઝિઆદ—જા તેને મારી પાસે બોલાવી લાવ.

મરીયમ—જેવી આપની આજ્ઞા. આપની પ્રત્યેક આજ્ઞાનું પાલન કરવું, એ મારૂં કર્તવ્ય છે. પણ શેઠ સાહેબ ! આજે આપને ઘરમાં આવતાં ઘણો વિલંબ થયો, આટલા મોડા આપ કોઇ દિવસ પણ આવ્યા નથી ?

ઝિઆદ—હા ! આજે મને કાંઇક વિલંબ થયો, પરંતુ હવે વધુ પુછપરછ નહિ કરતાં ફ્લોરાને સત્વર તેડીલાવ. તેના રૂબરૂમાં સઘળી બીના નિવેદન કરીશ.

આ વાક્ય શ્રવણ કરીને મરીયમના અંતકરણમાં કાંઇક ધાસ્તી ઉત્પન્ન થઇ. તેથી તે બીજા ઓરડામાં જઇને ફ્લોરાને એકદમ તેડી

લાવી. આમ એકાએક તેડું આવવાથી ફ્લોરા ગભરાઇને પૂછવા લાગી " મરીયમ ! ભાઇએ મને શામાટે બોલાવી છે ?"

મરીયમ—બાઇ ! હું તે વિષે કાંઈ પણ જાણુતી નથી, પણ તેમના મુખ ઉપર ક્રોધના ચિન્હતો સ્પષ્ટ જણાય છે.

ફ્લોરા—મરિઅમ ! તેમણે કદાચ મારા વિષે કાંઈ નવીન અફવા સાંભળી હશે. ઠીક ! જેવી પરમાત્માની ઇચ્છા. ચાલ હું તારી સાથે આવું છું. આ પ્રમાણે કહીને તે મરીયમની સાથે પોતાના બંધુ સમક્ષ આવી. અને પાસે બેસીને ધ્રુજતાં ધ્રુજતાં તેની આજ્ઞા સાંભળવાને આતુર બની. થોડીવાર સુધી આ પ્રમાણે મૌન્ય રહીને તેણે પ્રશ્ન કર્યો " પ્રિયબંધુ ! આજે આપને ઘેર આવતાં કેમ વિલંબ થયો ? શું આપ કોઇ દુરના સ્થળે ફરવા ગયા હતા ? "

ઝિઆદ—ઝોહરા ! તે વાત કહેવાને તો મેં તને બોલાવી છે. કેટલાક દિવસ પહેલાં મેં તને કહ્યું હતું કે જો તારી ઇચ્છા હોય તો હું લગ્ન કરૂં, પણ તેં તે સમયે કાંઈ પણ જવાબ આપ્યો ન હતો. ત્યાર પછી ઇશ્વર કૃપાથી એક સૌંદર્યસંપન્ન વિધવા સાથે મારો પરિચય થયો, અને એક બીજા ઉપર પ્રેમ ભાવ ઉત્પન્ન થતાં અમે લગ્નગ્રંથીથી ગુંથાયા. મને ઘણો ખેદ થાય છે કે તારૂં લગ્ન કરતાં પહેલાં મેં મારૂં લગ્ન કરી લીધું.

મરીયમ—( પ્રસન્ન થઇને ) સાહેબ ! આપે ઘણું સારૂં કામ કર્યું. પરમાત્મા તમને બન્નેને લાંબુ આયુષ્ય આપી વંશ વૃદ્ધિ કરે એવી મારી પ્રાર્થના છે.

ફ્લોરા—પ્રિયબંધુ ! આપે કોની સાથે લગ્ન કર્યું છે ?

ઝિઆદ—ઝોહરા ! આપણા પાડોસમાં જે વિધવા રહે છે તેની સાથે મેં લગ્ન કર્યું છે. ખરેખર તે સારી પેઠે કેળવાએલી હોઈ અનેક ગુણ સંપન્ન છે. ખરૂં પૂછો તો મેં એટલા માટેજ લગ્ન કર્યું છે કે તને એકાંતનો સાથી મળી જાય. હવે તારી ભાભીના સમાગમમાં તારો કાળ ઘણા આનંદમાં નિર્ગમન થશે. એટલુંજ, નહિ પણ તેના સમાગમમાં તને અનેકાનેક લાભ થશે.

ફ્લોરા—પ્રિયબંધુ ! આપે ઠીક ચુપચાપ લગ્ન કરી લીધું. અને અમને તે વિષેના સમાચાર સરખા પણ કહ્યા નહિ. જ્યારે તે આપણા પાડોસમાં રહેવા આવી ત્યારે આપે મારી આગળ તેના વખાણ કર્યાથી હું તો તેને મળવાને માટે આતુર હતી. પરંતુ આપે તેની સાથે મારો મેળાપ આજ સુધી કરાવ્યો નહિ. ઠીક ! જે થયું તે થયું. જગતકર્તા તમને બન્નેને સુખી રાખે એવી હું તેની પાસે અહરનિશ પ્રાર્થના કરૂંછું.

ઝિઆદ—ઝોહરા ! આજ સુધી તેની સાથે મેં તારી ઓળખાણ કરાવી નહિ, તે માટે મને ક્ષમા કર. હવે તું એક ઘટિકામાં તેને જોઇ શકીશ.

ફ્લોરા—ભાઈ ! શું તે આજેજ આપણા ઘરમાં આવશે ?

ઝિઆદ—હા ! પણ હવે તું તેને માટે રહેવાની વ્યવસ્થા કરી આપ. મેં તને એટલા માટેજ બોલાવી છે.

ફ્લોરા—ભાઇ ! સંધ્યા થવા આવી છે. તેથી હવે એક ઘડીમાં હું શું કરી શકીશ ? જો આપે મને પહેલાંથી ખબર આપી હોત તો સઘળી વ્યવસ્થા કરી રાખત.

મરીયમ—હા, સાહેબ જો આપે પહેલાંથી કહ્યું હોત તો ઘરને પણ સારી રીતે શણુગારવાનું બની આવત.

ઝિઆદ—બીજી કાંઇ ગોઠવણ ન થઈ શકે તો કાંઈ નહિ, પણ ઉત્તમ પ્રકારના ભોજનની વ્યવસ્થા તો તમારે અવસ્ય કરવીજ પડશે.

ફ્લોરા—ભાઇ ! જેવી આપની ઇચ્છા. આપની આજ્ઞા હું માથે ચઢાવું છું.

ઝિઆદ—ફ્લોરા ! હવે વખત ગુમાવવાનો નથી. માટે જે કરવાનું હોય તે જલદી કર. અને સઘળી બ્યસ્થા કર્યા પછી મને ખબર આપ, એટલે હું તેને તેડી લાવું. આટલી વાતચીત થયા પછી ઝોહરા અને મરિઅમ ઘરના બીજા ભાગમાં જઇને ઝિઆદની આજ્ઞાનુસાર વ્યવસ્થા કરવા લાગી. અને જે ઓરડામાં તે વરવધુ પ્રથમ રાત્રીએ શયન કરવાના હતા, તેને સાફસુફ કરીને સારી રીતે શણગાર્યો. ફ્લોરાના આનંદનો પાર ન હતો. તેથી આનંદોત્સાહમાં પોતાની દાસી સાથે વાર્તાલાપ કરતાં કરતાં તે પોતાનું કર્તવ્ય બજાવવા લાગી. આ પ્રમાણે ગૃહકામ કરતાં કરતાં વાત કરવાનો પ્રસંગ આવેલો જોઇને મરીઅમે કહ્યું, " ફ્લોરા ! ભાઇએ એવી ગુપ્ત રીતે લગ્ન કરી લીધું કે તે વાત અત્યારસુધી આપણા જાણવામાં પણ ન આવી. "

ફ્લોરા—મરિઅમ ! મને પણ તે વિષે ઘણી નવાઇ લાગે છે. એવું તે શું કારણ બન્યું કે ભાઇએ એકાએક લગ્ન કરી લીધું. નહિતો તે કોઇ પણ કાર્ય એકા એક કરી લે તેવા નથી.

મરિઅમ—હા ! મને પણ ઘણી નવાઇ લાગે છે. અબુબકરરદીના પુત્ર યુસુફની એક સૌંદર્યસંપન્ન પુત્રી સાથે લગ્ન કરવાની મેં

તેમને ઘણીવાર ભલામણ કરી. પણ દરેક વખતે તે એવોજ જવાબ આપતા કે લગ્ન કરવાની મારી ઇચ્છા નથી. પણ એકાએક શું બન્યું કે તેમણે આપણી પાડોસણ સાથે લગ્ન કરી લીધું ?

આ પ્રમાણે વાર્તાલાપ કરતાં કરતાં તેમણે ઓરડો સાફ કરી નાખ્યો. પછી ભોંયતળીયા ઉપર એક અમૂલ્ય ગાલીચો પાથરીને ખુણામાં એક શુશોભીત પ્રયંક મૂક્યો. અને પોતાના ખ્રિસ્તી અનુચર સાથે રંગ બેરંગી કાગળોના તોરણો મંગાવીને ઘરની ચારે બાજુએ લટકાવી દીધા. તદુપરાંત ગુલાબના સુગંધીદાર પુષ્પો મંગાવીને ગુલાબદાનીઓમાં મૂક્યા, તેથી તે આખો ઓરડો સુગંધીમય બની ગયો. વળી કાચના શુશોભીત ઝુમ્મરોમાં કેટલીક સુગંધીદાર મીણબતીઓ સળગાવી, તેથી તે ઓરડામાં સુર્યના જેવો પ્રકાશ થવા ઉપરાંત ચોપાસ સુવાસ પ્રસરી રહ્યો. પ્રયંકની આગળ એક નાની પણ શુશોભીત પીઠીકા મૂકી, તેના ઉપર અત્તરના પાત્રો મૂક્યા. ટુંકમાં કાર્યદક્ષ અને ચતુર ફ્લોરાએ નિમિષ માત્રમાં તે ઓરડાને સ્વર્ગ સમાન દીપાવી મૂક્યો. અને તે સઘળી વ્યવસ્થા માત્ર કલાક દોઢ કલાકમાં કરી લીધી. સઘળું કામ થઈ રહ્યા પછી તે પોતાના બંધુ પાસે દોડી જઇ કહેવા લાગી "ભાઇ! મેં આપના કહેવા પ્રમાણે બનતી વ્યવસ્થા કરી છે. માટે આપ પોતે આવીને તેને એક દૃષ્ટિથી જોઈ લો. અને કાંઈ ખામી રહી ગઈ હોય તો તે દેખાડો; એટલે તેની પણ વ્યવસ્થા કરી લઉં!"

ઝિઆદ—ઘણું સારૂં ચાલ. હું તારી સાથેજ આવું છું.

આ પ્રમાણે કહીને તે ફ્લોરા સાથે મેડા ઉપર ગયો, અને ઓરડાનો અપુર્વ શૃંગાર જોઈને આશ્ચર્ય ચકિત થયો. અને પોતાની ભગિનીની પ્રશંસા કરતાં કહેવા લાગ્યો " ફ્લોરા ! આ સઘળી વ્ય-

વસ્થા તું આટલી ત્વરાથી કેવી રીતે કરી શકી ? ખરેખર તે વિષે મને ઘણી નવાઇ લાગે છે. ”

ફ્લોરા—ભાઈ ! મેં તો મારો બનતો પ્રયાસ કર્યો છે, જો હજી મને વધારે સમય મળ્યો હોત, તો આના કરતાં પણ સહસ્ર ગણી ઉત્તમ વ્યવસ્થા કરી શકત. ઉતાવળમાં મારાથી ઈચ્છાનુસાર કાંઇ પણ થઇ શકયું નથી.

ઝિઆદ—આવી ઉત્તમ વ્યવસ્થા કરી છે, તેમ છતાં કહે છે કે મેં કાંઈ પણ કર્યું નથી, એ તારો વિવેક છે, હું નથી ધારતો કે તારી જગ્યાએ જો કોઇ બીજી યુવતી હોત તો તે આટલા ટુંક સમયમાં આવી સારી વ્યવસ્થા કરી શકત. ખચિત જો તને વધારે સમય મળ્યો હોત, તો તું આના કરતાં પણ ઘણી સારી વ્યવસ્થા કરી શકત, તેમાં કાંઈ પણ સંદેહ નથી. ઠીક હવે હું તારી ભાભીને તેડી લાવુંછું.

ફ્લોરા—શું તે એકલી આવશે કે તેમની સાથે બીજું કોઇ છે?

ઝિઆદ—હા ! તેની પરિચારિકા હમીદા પણ તેની સાથેજ આવશે.

ફ્લોરા—પ્રિયબંધુ ! હું તેમને ભેટવાને ઘણી આતુર છું. માટે જાઓ, અને તેમને સત્વર તેડી લાવો.

આ પ્રમાણે વાતચીત થયા પછી ઝિઆદ પોતાની પ્રિયતમાને ઘેર ગયો. આ તરફ હલાવા પણ તેની માર્ગપ્રતિક્ષા કરી રહી હતી. તેથી ઘરમાં પગ મૂકતાંજ પોતાના પ્રિયતમને વધાવી લઈ તેણે પ્રશ્ન કર્યો “ પ્રાણનાથ ! સઘળી વ્યવસ્થા કરી રહ્યા ? કેમ હું આવું કે ? ”

ઝિઆદ—પ્રાણેશ્વરી ! મારી ઇચ્છાનુસાર ફ્લોરા અને મરીયમે

સઘળી વ્યવસ્થા કરી લીધી છે. તેથી હું તને તેડવા માટેજ આવ્યો છું. પણ શું તું તારૂં મુખ ઉઘાડું રાખીનેજ ત્યાં આવશે ?

હલાવા—નહિ ! પણ શું તમે મને તેડવા માટેજ આવ્યા છો ?

ઝિઆદ—હા. પ્રાણેશ્વરી ! હું તને તેડવા માટેજ આવ્યો છું.

હલાવા—પ્રાણનાથ ! શું આપે ફ્લોરાને આપણા લગ્નના સમાચાર પહેલાંથી કહ્યા હતા ?

ઝિઆદ—નહિ ! અહિંઆંથી ગયા પછીજ મેં તેમને તે વાત જણાવીને, ઓરડો શણગારવાની આજ્ઞા કરી. એટલે માત્ર એક ઘટિકામાં તેમણે ઓરડાને સ્વર્ગ સમાન બનાવી દીધો. તું પણ તેને જોઇને આનંદ પામ્યા વિના રહેશે નહિ.

હલાવા—પ્રાણનાથ ! આપણો પ્રથમ પરિચય થયો તે દિવસથી હું તેમના દર્શન કરવાને ઉત્સુક હતી. અને હાલમાં પણ આપના મુખે તેમની ચતુરાઇના વખાણ સાંભળીને તેમને ભેટવાને માટે આતુર છું. પ્રાણનાથ ! એક વાત ઘણા દિવસથી આપને પૂછવાની મારી ઇચ્છા હતી, પરંતુ આપ અહિં આવતાંજ તેને વિસરી જતી હતી. તેથી હું ગમે તેટલી આતુર હોવા છતાં અત્યાર સુધી તે વિષે કાંઇ પણ પૂછી શકી નહિ. પણ આજે તે વાતનું સ્મરણ થવાથી પૂછું છું કે તમારી બેનનું નામ ફ્લોરા શા માટે રાખ્યું છે? આવું નામ ઘણા ભાગે ઇસ્લામીઓ રાખતા નથી. પણ ખ્રિસ્તીઓજ રાખે છે.

ઝિઆદ—પ્રાણેશ્વરી ! તારી શંકા યથાર્થ છે. તેથી તેનું નિવારણ કરવાની મારી ફરજ છે ફ્લોરા નામ રાખવાનું કારણ એ હતું કે મારા માતુશ્રી ખ્રિસ્તી ધર્મના અનુયાયી હતા. અને જો કે

પિતાશ્રીએ તો એનનું નામ ઝોહરા રાખ્યું હતું, પણ માતુશ્રી તેને ફ્લોરા કહીનેજ બોલાવતા હતા. એટલે તેમનું અનુકરણ કરી અમે પણ તેને તે નામથીજ બોલાવવા લાગ્યા.

હલાવા—પ્રાણેશ ! મને તો ફ્લોરા કરતાં ઝોહરા નામ વધારે પ્રિય લાગે છે.

ઝિઆદ—પ્રાણેશ્વરી ! મારો પણ તેવોજ અભિપ્રાય છે. ઠીક ! હવે પછી આપણે તેને ઝોહરાના નામથીજ બોલાવીશું. હા ! પણ એક વાતમાં મારે તારી સલાહ લેવાની છે. કેમ ખરી સલાહ આપશે કે નહિ?

હલાવા—પ્રાણેશ ! આવો પ્રશ્ન કેમ પુછો છો ? શું હું તમારાથી કોઈ પણ વાતની જુદાઇ રાખું છું ? વ્હાલા ! જે કહેવું હોય તે ખુશીથી કહો, હું મારી મંદ મતિ અનુસાર આપને કાંઇક સલાહ આપીશ.

ઝિઆદ—પ્રાણેશ્વરી ! ક્રોધ કરીશ નહિ, હું તો તારૂં હાસ્ય કરૂં છું. મારે તને કહેવાનું એ છે કે ખ્રિસ્તી યુવતીઓની શિખામણથી ઝોહરાની વૃત્તિ ખ્રિસ્તી ધર્મ પરત્વે ઢળી છે, તેથી કેટલીક વખતે તો મારે તેના ઉપર ક્રોધ પણ કરવો પડે છે. તેથી જો તું તેને સમજાવીને તેની આંતરવૃતિઓ ફેરવી નાખશે તો હું તારો આભારી થઇશ.

હલાવા—વ્હાલા ! આમાં ઉપકાર શાનો ? તે તો મારૂં કર્તવ્ય છે. હું ઘણી ખુશીથી તેને સમજાવીશ. પણ મને ઘણી નવાઇ લાગે છે કે તેની વૃતિ ખ્રિસ્તી ધર્મ પરત્વે કેમ ઢળી ગઇ ? કાંઇ નહિ ! ધીમે ધીમે તેના અંતકરણમાં ઘર કરી રહેલા સઘળા વિચારોને પરિત્યાગ કરાવીશ.

ઝિઆદ—પ્રિયે ! જો તેમ થશે તો હું તારો આભાર માનીશ.

હલાવા—પ્રાણનાથ ! આભાર માનવાના ભવિષ્યમાં ઘણા પ્રસંગ આવશે, તેથી હાલમાં તે વિષે કાંઈ પણ ઉહાપોહ કરવાની અગત્ય નથી. માટે ચાલો હમણુાતો ઘેર જઈએ.

ઝિઆદ—ચાલો પ્રાણેશ્વરી.

આ પ્રમાણે વાતચીત થયા પછી અપુર્વ શૃંગાર પરિધાન કરીને પોતાનું મુખ ચંદ્ર એક વસ્ત્રથી આચ્છાદિત કરી, હલાવા પોતાના પ્રિયતમ ઝિઆદની સાથે તેના ઘર તરફ ચાલી. એટલે હમીદા પણ ઘર બંધ કરીને તેની સાથે ગઈ. શ્વસુર પક્ષનું ઘર અતિ નિકટમાં હોવાથી એક નિમિષ માત્રમાં તેઓ ત્યાં આવી પહોંચ્યા. નવલ દંપતીને આવકાર આપવા માટે ફ્લોરા અને મરીયમ ઉભય બાળાઓ બારણા પાસેજ ઉભી હતી, તેથી દંપતીએ જેવો દ્વારમાં પ્રવેશ કર્યો કે ફ્લોરાએ તેમને સુગંધીદાર પુષ્પો અને સુવર્ણ સિકકાઓથી વધાવી લીધા, ફ્લોરાનો આવો અપુર્વ હેત જોઈને હલાવા તેને ભેટી પડી. અને તેના લલાટ ઉપર એક ચુંબન કર્યું. પછી ફ્લોરા પોતાની ભાભીને તેને માટે નિયુત કરેલા ઓરડામાં લઈ ગઈ.

તે સમયના ખ્રિસ્તી આચાર વિચારો સાંપ્રત સમયના લોકો જેવા ન હતા, અર્થાત તેઓ મુસલમાનો કરતાં દરેક વાતે પછાત હતા. એક સાધારણ મુસલમાનના ઘરમાં જોવામાં આવતો વિવેક અને વિનય એક શ્રીમંત ખ્રિસ્તીને ત્યાં પણ ભાગ્યેજ જોવામાં આવતો હતો. તેથી મોટા મોટા ખ્રિસ્તીઓ મુસલમાનોનો વિવેક અને તેમના ઘર બારની રચના જોઈને છક થઈ જતા હતા. તેજ પ્રમાણે હલાવાવાળો ઓરડો ઝિઆદ જેવા એક શ્રીમંત ગૃહસ્થને લાયક તો ન હતો. પરંતુ હલાવાએ તેટલો અપુર્ણ ઠાઠમાઠ અને શૃંગાર પણ જોએલો ન હોવાથી ગૃહની

ઉત્તમ બાંધણી, સરસામાનની વ્યવસ્થા અને શૃંગાર જોઇને તેના આશ્ચર્યનો પાર રહ્યો નહિ. તેથી આશ્ચર્ય ચકિત થઇને તે પ્રત્યેક વસ્તુ સામે એકાગ્રચિતે જોવા લાગી. આવી રીતે તે આખા ઓરડાનું નિરિક્ષણ કરી રહ્યા પછી મુસલમાનોની પ્રશંસા કરતાં તે મનમાંજ કહેવા લાગી " ખરેખર મુસલમાનોએ સઘળી દિશામાં યથોચિત પ્રગતિ કરી છે. તેમજ ગૃહજીવનમાં પણ તેમણે સારો સુધારો કર્યો છે, ખ્રિસ્તીઓ કોઇ પણ વાતમાં તેમની બરાબર કરી શકે નહિ. "

જો કે તેના મનમાં આવા વિચારો ચાલતા હતા, પણ પોતાના મનોભાવ ફ્લોરા જાણી જાય નહિ, એટલા માટે પોતાના મન રૂપી તરંગોનો પ્રવાહ રોકીને તે સ્નેહપુર્વક પોતાની નણુદી સાથે વાર્તાલાપ કરવા લાગી.

આપણે આગળ જોઇ ગયા તે પ્રમાણે ફ્લોરાના સમાગમમાં આવવામાટે હલાવા લાંબા સમયથી આતુર હતી. આજે તેવી ઉત્તમ તક મળી જવાથી તેને ઘણો આનંદ થયો. તેથી તે ફ્લોરા સામે એકાગ્રચિતે જોવા લાગી, અને તેને મેળવી લેવા માટે તેની સાથે રસયુક્ત વાતો કરવા લાગી. ક્ષણે ક્ષણે તેનો પ્રેમ વધતો જતો હતો. તેવીજ રીતે હમીદા પણ દિગ્મૂઢ બનીને ફ્લોરાના સૌંદર્યનું પાન કરી રહી હતી. અત્યાર સુધી ઝિઆદ નીચેના ઓરડામાંજ હતો. સંધ્યાની પ્રાર્થનાનો સમય નિકટમાં આવતાં તેણે પોતાનું શરીર સ્વચ્છ કરી ઇશ્વિરોપાસના કરી. તેવીજ રીતે સઘળી સ્ત્રીઓએ પણ મેડા ઉપર સંધ્યા સમયની પ્રાર્થના કરી. તે શુભ કાર્યથી પરવાર્યા પછી હમીદા નીચે આવી. પણ હજી સુધી ઝિઆદ તો જગતકર્તાની ભક્તિમાંજ લીન થઇને પોતાના આસન ઉપર બેઠો હતો, તેથી તે પોતાનું કાર્ય પુરૂં કરે ત્યાં સુધી હમીદા

તેની પાસે ઉભી રહી. પ્રાર્થનાનું કાર્ય પુરૂં કર્યા પછી ઝિઆદે તેને ત્યાં આવવાનું કારણ પૂછ્યું. પ્રતીઉત્તરમાં તેણે કહ્યું "મારી બાઇનો કેટલોક સામાન જુના ઘરમાં છે, તેને અહિં લાવવા માટે આપના અનુચરને મારી સાથે મોકલો. સામાન કાંઈ વધારે નથી. તેથી અમને વધારે સમય સુધી ત્યાં ખોટી થવું પડશે નહિ. માત્ર દશ મિનિટમાંજ પાછા આવીશું."

ઝિઆદ—વારૂ ! જોનને તમારી સાથે લઇ જાઓ.

એમ કહી પોતે પણ આસન ઉપરથી ઉઠયો, અને દ્વાર પાસે જઇને ત્યાં પહેરો ભરી રહેલા પોતાના અનુચર જોનને હમીદા સાથે જવાની આજ્ઞા કરી, પોતે મેડા ઉપર ગયો. અને પોતાની પ્રિયતમા સાથે પ્રેમ વિનોદ કરતાં રાત્રી આનંદમાં નિર્ગમન કરી.



# પારશિષ્ટ ૧૧ મું.

## ભેદનો સ્ફોટ

### હું ફલોરેન્ડા છું.

લગ્ન પછી ઝિઆદ અને હલાવા સ્નેહપુર્વક કાળ નિર્ગમન કરવા લાગ્યા. તેમના અંતકરણમાં પ્રિતીનો પ્રવાહ દિન પ્રતીદિન વધતો ગયો. ઝિઆદ નિજ પ્રિયતમાની મરજી સાચવવામાં કાંઇ પણ કચાસ રાખતો નહિ. તેવીજ રીતે હલાવાને લગ્ન પહેલાં પડદાની પૃથા વિષે જે અણગમો ઉત્પન્ન થયો હતો, તે પણ ધીમે ધીમે નષ્ટ થઇ ગયો. અને પોતાના સ્વામીનો અપુર્વ સ્નેહ જોઇને પોતે પણ તેના પરત્વે તેટલોજ પ્રેમ દાખવવા લાગી. આવી રીતે તે પ્રેમ વાટિકામાં વિચરતી હોવાથી પોતે જે કાર્ય સાધવા અર્થે ત્યાં આવી હતી તે પણ વિસરી ગઇ. તેની સાથે પરિચારિકા રૂપે રહેલી વાયોલેટ તેને તેની પ્રતિજ્ઞાનું વારંવાર સ્મરણ કરાવીને તેનો ઉત્સાહ સતેજ રાખવાને પ્રયત્ન કરતી હતી. પણ લગભગ બે સપ્તાહ પ્રયંત પોતે આપેલી શિખામણની હલાવા ઉપર કાંઇ પણ અસર થએલી ન જોઇને, એક દહાડો પ્રસંગ મળતાં એકાંતમાં તેણે કહ્યું "હલાવા ! મારી કલ્પના છેવટે ખરી પડી; અને ઝિઆદના સ્નેહે તમારી પ્રતિજ્ઞાનું ભંગ કરાવ્યું. કેમ ખરૂં કે નહિ?"

હલાવા—તમે ધૈર્ય રાખો ! હું પ્રસંગનીજ વાટ જોઉં છું. યોગ્ય પ્રસંગ મળતાંજ મારી પ્રતિજ્ઞા પુર્ણ કરીશ.

આ જવાબ સાંભળીને હમીદા ચુપ થઇ ગઈ.

જો કે અત્યાર સુધી હલાવાએ પોતાના પ્રપંચનો આરંભ કર્યો ન હતો, પણ દિન પ્રતીદિન તે ફ્લોરા સાથે વધુ અને વધુ સ્નેહથી વર્તતી હતી. તે કલાકોના કલાકો સુધી તેને પોતાની પાસે બેસાડી એવી રસયુકત વાતો કરતી કે ફ્લોરાને તેની પાસેથી જવાનું ગમતું નહિ. ટુંકમાં તે ફ્લોરા ઉપર એક પ્રેમી યુવક જેટલો સ્નેહ ભાવ રાખતી હતી. પ્રિય પાઠકોને કદાચ સ્મરણ હશે કે ઝિઆદના લગ્ન પહેલાં ફ્લોરાનું મન ઘર કામમાં બિલકુલ લાગતું નહિ. અને તે કારણથી તે નિરાશ થઇને એકાંતવાસમાંજ પોતાના આયુષ્યના દિવસો નિર્ગમન કરતી હતી. પણ ઝિઆદના લગ્ન પછી હલાવાના સમાગમમાં તેને એટલો હર્ષ થયો કે તે સઘળું ઘરકામ ખુશીથી કરવા લાગી. અને તે કાર્યથી પરવાર્યા પછી તે પોતાની ભાભીના ઓરડામાં આવીને બેસતી હતી. હલાવાની શિખામણથી ફ્લોરાએ પોતાની મનોવૃતિ બદલી નાખવાનો ભાવ વ્યકત કર્યો.

આ પ્રમાણે તેની મનોવૃત્તિઓ બદલાયલી જોઈ ને ઝિઆદને ઘણો આનંદ થયો. અને તે ફેરફાર પોતાની પ્રિયતમાની કાર્યદક્ષત્તાને આભારી ગણીને તે તેની મુકત કંઠે પ્રશંસા કરવા લાગ્યો. પરંતુ તે બિચારો ફ્લોરેન્ડાના કપટ વિષે કાંઇ પણ જાણતો ન હતો. જાણી તે કેમ શકે ? તે કાંઇ જયોતિષશાસ્ત્રી નહતો કે હલાવાની આંતરવૃતિઓ અને મનોકામનાઓ સમજી કે જાણી શકે ?

આવી સ્થિતિમાં લગભગ બે માસ વીતી ગયા, અને તે દર-

મ્યાન નણંદ ભોજાઇની પ્રિતી પણ વધતી ગઈ. અત્યાર સુધી હલાવાએ ફ્લોરા સમક્ષ ખ્રિસ્તી ધર્મ સંબંધી કાંઇ પણ વાત છેડી નહતી તેથી ફ્લોરા તેને એક ધર્મપરાયણ ઇસ્લામી યુવતી તરીકે ગણતી હતી, એટલુંજ નહિ પણ એક વડીલ ભાભી તરીકે તેનો સારો આદર સત્કાર કરતી હતી.

એક દિવસે શહેરના મુખ્ય ન્યાયાધિશે ઝિઆદને પોતાને ત્યાં બોલાવ્યો. તેથી પ્રાતસકાળની પ્રાર્થના કર્યા પછી તે ત્યાં ગયો. તે સમયે પોતાની ભાભી ઓરડામાં એકલી હશે એમ ધારીને ફ્લોરા તેની પાસે આવી. અને તેને નમસ્કાર કરીને દુર બેઠી. હલાવાએ ઓવારણા લઇને તેને પોતાની પાસે બેસાડી. અને વાર્તાલાપનો આરંભ કરતાં કહ્યું " ઝોહરા ! મારો પ્રેમ તમારા ઉપર દિન પ્રતિ દિન વધતો જાય છે તેનું શું કારણ હશે તે હું સમજી શકતી નથી. પણ એટલું તો ચોક્સ છે કે તમે મારૂં આકર્ષણ કર્યું છે, અને તેથી જો તમને એક ક્ષણ પણ જોતી નથી તો હું તમારા વિયોગમાં ગાંડાતુર બની જાઉં છું. "

ઝોહરા—ભાભી ! એ આપની યોગ્યતા છે. તેથી મારી ફરજ સમજીને હું પણ આપનો યોગ્ય આદર સત્કાર કરૂંછું,

હલાવા—હા. તેતો એક સાધારણ વાત છે. પણ આપણા વચ્ચે કાંઇક અલૌકિક પ્રેમ છે. એમતો આ વિશ્વના પ્રત્યેક ગૃહ કુટુંબમાં નણંદ ભોજાઇનો સંબંધ અસ્તિત્વ ધરાવે છે. પણ જો તમે દીર્ઘ દ્રષ્ટિથી જોશો તો કોઇ પણ સ્થળે નણંદ ભોજાઇ વચ્ચે આપણા જેવો અપુર્વ પ્રેમ ભાગ્યેજ જોવામાં આવશે. તેથી હું તો એમજ માનું છું કે તમારામાં કાંઇક અપૂર્વ આકર્ષણ શક્તિ વિદ્યમાન છે.

ઝોહરા—ભાભીજી ! તે તો તમે જાણો ! હું તે વિષે કાંઈ પણ જાણુતી કે સમજતી નથી.

હલાવા—એ તો ઠીક! પણ મેં સાંભળ્યું છે કે તમારી જન્મદાત્રી ખ્રિસ્તી ધર્મની અનુયાયી હતી, એ શું સત્ય છે?

ઝોહરા—હા, તે વાત અક્ષરસ સત્ય છે.

હલાવા—તેમના અંતકાળ સમયે તમારી વય કેટલી હતી?

ઝોહરા—આશરે પંદર વરસની.

હલાવા—શું તે અંતકાળ પ્રયંત ખ્રિસ્તી ધર્મની અનુયાયી રહી?

ઝોહરા—જી. હા !

હલાવા—ધર્મ સંબંધે તેની સાથે તમારે કાંઇ વાંધો ઉપસ્થિત થએલો કે નહિ ?

ઝોહરા—પિતાશ્રી અને મારા વડિલ બંધુ તેમના આચાર વિ-ચારોની વિરૂદ્ધ હતા, પણ હું ધર્માંધ નહિ હોવાથી તે મારા ઉપર સારો ભાવ રાખતી હતી.

હલાવા—તમારી જન્મદાત્રીએ તમને કોઈ વાર એવું કહેલું કે ઇસ્લામ કરતાં ખ્રિસ્તી ધર્મ વધારે સારો છે?

આ વાક્ય સાંભળીને ઝોહરા ગભરાઈ ગઈ. અને સત્વર કાંઇ જવાબ આપી શકી નહિ. તેથી તેને આશ્વાસન આપતાં હલાવાએ કહ્યું " ઝોહરા ! ગભરાઓ નહિ, હું તમારી કોઇ પણ વાત તમારા બંધુ સમક્ષ નિવેદન કરીશ નહિ. માટે જે કહેવું હોય તે ખુશીથી કહો. અલબત પ્રત્યેક વ્યક્તિને પોતાની ઇચ્છાનુસાર ધર્મ પાળવાનો હક છે

એક દહાડો તમારા ભાઇ એવું કહેતા હતા કે તમે ખ્રિસ્તી ધર્મ પરત્વે પ્રેરાયલા છો. એ શું સત્ય છે ?"

આ પ્રમાણે આશ્વાસન આપ્યા છતાં ઝોહરાને હલાવા ઉપર વિશ્વાસ આવ્યો નહિ, તેથી તેણે ટુંકમાં જવાબ આપ્યો "ભાભી ! હું ખ્રિસ્તી ધર્મ પરત્વે ધૃણા તો ધરાવતી નથી, પણ ઇસ્લામની એક ચુસ્ત અનુયાયી છું તેમાં કાંઇ પણ શક નથી."

હલાવા—ઝોહરા ! મને ઘણી નવાઇ લાગે છે કે આટલું આટલું આશ્વાસન આપ્યા છતાં પણ હજી તમને મારા ઉપર વિશ્વાસ આવતો નથી. શું તમે એમ માનો છો કે તમારા ઉપર મારો પ્રેમ કૃત્રિમ છે.

ઝોહરા—નહિ ! તે વિષેની આપની કલ્પના તદ્દન ખોટી છે. આપના જેટલો વિશ્વાસ હું બીજા કોઇ પણ મનુષ્ય ઉપર રાખતી નથી.

હલાવા—જો તમારૂં કથન સત્ય હોય તો તમારા અંતકરણનો ભેદ મારાથી શા માટે છુપાવો છો ? હું માનવાને અશકત છું કે તમારી માતુશ્રીના ઉપદેશે તમારા ઉપર કાંઇ પણ અસર ન કરી હોય ! માટે મારા ઉપર વિશ્વાસ રાખીને સત્ય બીના નિવેદન કરો. હું પ્રતિજ્ઞા પુર્વક કહું છું કે તે વાત બીજા કોઇના જાણવામાં કદાપિ આવશે નહિ.

ઝોહરા—ભાભી ! હવે તે વાત પડતી મૂકો તો વધારે સારૂં ! કેમકે મારી કર્મકથા સાંભળીને તમને કાંઇ પણ લાભ થશે નહિ. પરંતુ ઉલટા તમે પણ બીજાઓની પેઠે મારો તિરસ્કાર કરશો.

આ છેલ્લું વાક્ય પુરૂં કરીને તે એકા એક રૂદન કરવા લાગી. તેની આવી સ્થિતિ જોઇને હલાવાએ તેને છાતી સરસી ચાંપી અને

પોતાના વસ્ત્રવડે તેના અશ્રુ લોહન કરતાં તેને આશ્વાસન આપીને કહ્યું " બેન ઝોહરા ! તમારા અંતકરણનો ભેદ મારી આગળ સ્ફોટ કરો, હું પ્રાણાંત સુધી પણ તમને સહાયતા આપ્યા વિના રહીશ નહિ "

ઝોહરા—ભાભી ! મારી કર્મકથા સાંભળીને તમે ક્રોધતો કરશો નહિ ને ?

હલાવા—નહિ ! કદાપિ ! નહિ ! ઉલટું ક્રોધ કરવાને બદલે તમને બનતી દરેક મદદ આપીશ.

ઝોહરા—વારૂ ! મારા ભાઇને પણ કહેશો નહિ ને ?

હલાવા—નહિ. કદાપિ. નહિ ! તમે મારા ઉપર વિશ્વાસ રાખો.

ઝોહરા—ભાભી ! મારી લાજ હવે આપના હાથમાં છે.

હલાવા—તે વિષે કેવળ નચિંત રહો; અને એમજ માનો કે પરમાત્માએ તમને મદદ આપવા માટેજ મને અહિં મોકલી છે.

ઝોહરા—ભાભી ! માતુશ્રીની આજ્ઞાનુસાર હું સઘળું આયુષ્ય એક ખ્રિસ્તી તરીકે વ્યય કરવા ઇચ્છુંછું. પિતાશ્રીના ઉપદેશથી મારા વિચારો બદલાઇ ગયા હોત, પણ એક પાદરીની બે બાળિકાઓ મારી પાસે નિત્ય આવતી, અને ખ્રિસ્તી ધર્મ વિષે ઉપદેશ આપી ઉક્ત ધર્મ પરત્વેની મારી ભાવનાઓ સતેજ રાખતી હતી. ઉપરોક્ત બાળિકાઓ ગુપ્ત વેષે મારી પાસે આવતી હતી. આ વાત મારા ભાઇના જાણવામાં આવવાથી કોઇ પણ અપરિચિત ખ્રિસ્તી કે ઇસ્લામી યુવતીને મારી પાસે નહિ આવવા દેવાની તેમણે દાસીને આજ્ઞા કરી. આવી રીતે કોઇ પણ ખ્રિસ્તી રમણીનો સમાગમ લાંબા સમય પ્રયંત નહિ થવાથી પ્રસંગોપાત હું એક વૃદ્ધ પાદરીને ત્યાં જઇને તેનો ઉપદેશ સાંભળતી હતી.

આ વાત પણ મારા ભાઇના જાણવામાં આવવાથી હવે તે મને ઘરની બ્હાર પગ પણ મૂકવા દેતા નથી. આવી સ્થિતિમાં હું અત્યાર સુધી શોકમય જીવન વ્યતીત કરતી હતી, પણ આપનો સમાગમ થવાથી હવે મને કાંઈક આનંદ થાય છે.

હલાવા—ઝોહરા ! તમારા અંતકરણનો ભેદ મારા આગળ સ્ફોટ કરવાથી હું તમારા ઉપર ઘણી પ્રસન્ન થઇ છું.

ઝોહરા—ભાભી ! કેવળ પ્રસન્નતાથી મને શો લાભ: થયો ? કાંઇક એવી યુક્તિ દેખાડો કે જેથી કરીને હું આ સંકટોમાંથી મૂક્ત થાઉં.

એમ કહીને તે ફરી રૂદન કરવા લાગી. એટલે તેને છાતી સરસી ચાંપીને આશ્વાસન આપતાં હલાવાએ કહ્યું " ઝોહરા ! શાંત થાઓ. અને મારા ઉપર વિશ્વાસ રાખો, હું તમને દરેક પ્રકારની સહાયતા આપીશ. જ્યારે તમે મારી સમક્ષ તમારા અંતકરણનો ભેદ સ્ફોટ કર્યો છે, ત્યારે હું પણ મારો ભેદ સ્ફોટ કરૂંછું. ખરેખર મારી કર્મ કથા સાંભળીને તમે દિગ્મૂઢ થશો. તમે તો અત્યાર સુધી એમજ માનતા હશો કે હું બારસીલોની આની એક વિધવાછું. પણ વસ્તુત તેમ નથી. "

આ વાક્ય સાંભળીને ઝોહરા તો દિગ્મૂઢ બની ગઇ, અને આશ્ચર્યતાથી તેણે હલાવાને પૂછ્યું. "ભાભી ! જો તમે બારસીલોનિઆનિવાસી વિધવા નથી, તો પછી કોણ છો ? "

હલાવા—ઝોહરા ! હું કોરડોવાના ખ્રિસ્તી દેવળની એક સાધ્વી છું; અને મારૂં નામ ફ્લોરેન્ડા છે, તમારૂં હરણ કરવા માટેજ હું અહિં આવી છું.

આ વાકય સાંભળીને ઝોહરાના આશ્ચર્યનો પાર રહ્યો નહિ. તે પો-

તાની સ્થિતિ વિષે વિધ વિધ વિચાર કરવા લાગી. તેથી તેને ઉદ્દેશીને ફ્લોરેન્ડાએ કહ્યું “ ઝોહરા ! શું તમે મારૂં કથન અસત્ય માનો છો ?”

ઝોહરા—માત્ર અસત્યજ નહિ, પણ અસંભવીત માનું છું.

હલાવા—નહિ ! તે અક્ષરસ સત્ય છે. તમને સહાયતા આપવા માટેજ મેં આ યુક્તિ શોધી કાઢી છે. અને વાયોલેટ સાથે અહિં આવી છું.

ઝોહરા—તે વાયોલેટ ક્યાં છે ?

હલાવા—તે મારી સાથેજ છે, શું તમે હમીદાને ઓળખતા નથી ? હમીદા તેજ વાયોલેટ.

ઝોહરા—તો શું તમને યુલીસીઝે અહિં મોકલ્યા છે.?

હલાવા—હા ! તેમની આજ્ઞાથીજ અમે અહિં આવ્યા છીએ.

ઝોહરા—ભાભી ! આ એવી વાતો છે કે જેના ઉપર એકાએક વિશ્વાસ રાખી શકાય નહિ.

હલાવા—શું તમને હજી સુધી વિશ્વાસ આવતો નથી ?

ઝોહરા—વિશ્વાસ ક્યાંથી આવે ? હું તો તમારી વાત સાંભળીને એવી દિગ્મૂઢ બની ગઇ છું કે મને મારી સ્થિતિનું પણ ભાન નથી. હવે જેને પોતાની સ્થિતિનું ભાન ન હોય તેને બીજી વાતનું ભાન કેવી રીતે હોઇ શકે ?

આ પ્રમાણે નણંદ ભોજાઇ વચ્ચે વાતચીત થઇ રહી છે, એટલામાં હમીદા પણ ત્યાં આવી. અને ઝિઆદ આવી પહોંચવાના સમાચાર આપ્યા. એટલે ઉભય યુવતીઓએ વાતચીત બંધ કરી. અને ફ્લોરા ત્યાંથી બીજા ઓરડામાં ચાલી ગઇ.



# પરિશિષ્ટ ૧૨ મું.

## યુક્તિ સફળ થઇ.

બીજા દિવસે પણ નણંદ—ભોજાઇની વાતોમાં ઘણો સમય વ્યતિત થયો. હમણા સવારના દસ વાગ્યાનો સમય થયો છે. જે સ્થળનો આ પણી વાર્તામાં ઉલ્લેખ કરવામાં આવ્યો છે, તે સ્થળ ઉષ્ણકટિબંધ ઉપર આવેલો હોવાથી ત્યાં ગિષ્મ ઋતુમાં વેળાએ પુષ્કળ તાપ પડતો હતો. આ વખતે પણ ત્યાં ગ્રિષ્મ ઋતુનું સામ્રાજ્ય હોવાથી જો કે હજી દિનકર મધ્યાને આવ્યો નથી, છતાં તેની પ્રખર રશ્મિઓ પ્રવાસીઓને કંટાળારૂપ થઇ પડે છે. આપણો પૂર્વ પરિચિત ઝિઆદ બ્હારથી હમણાજ ઘરમાં આવેલો હોવાથી પરસેવામાં તરબોળ થઇ ગયો છે. અને તેનું સુખા વિંદપણ સુર્યના પ્રખર તાપથી તપી જવાથી ક્રોધ પુર્ણ ભાસે છે. પોતાના પ્રિયતમની આવી સ્થિતિ જોઇને હલાવાએ કહ્યું "પ્રાણનાથ ! શા સમાચાર છે ? તમારા મુખાર્વિંદ ઉપર બેચેનીના ચિન્હો સ્પષ્ટ જણાય છે. તેનું શું કારણ છે ?"

ઝિઆદ—વ્હાલી ! ચિંતાના સાગરમાં હું નિરંતર ડુબેલોજ રહું છું. કેમકે ખ્રિસ્તીઓની યુક્તિ પ્રયુક્તિઓ અહરનિશ ચાલુ રહેવાથી અને શોક સાગરમાંથી બ્હાર નિકળવાનો અવસરજ પ્રાપ્ત થતો નથી. ભલે તેઓ ગમે તેટલી યુક્તિઓ કરે, પરંતુ કોટી ઉપાયે પણ તેઓ સફળ થવાના નથી.

હલાવા—પ્રાણનાથ ! શું થયું તે પણ કહેશો કે આ પ્રમાણે ખ્રિસ્તીઓના નામનું રૂદનજ કર્યા કરશો ?

ઝિઆદ—વ્હાલી ! આજે મુખ્ય ન્યાયાધિશે મને પોતાને ત્યાં બોલાવ્યો હતો. તેથી પ્રાતસકાળની પ્રાર્થના પુરી કર્યા પછી હું ત્યાં ગયો તો ફ્લોરાનું હરણ કરવા માટે ખ્રિસ્તીઓએ રચેલી નવિન યુક્તિ મારા જાણવામાં આવી.

હલાવા—પ્રાણનાથ ! તમે ફરી ફ્લોરા નામ લીધું કે ? મેં તમને આટલી આટલી વાર કહ્યું, પણ હજી તમે તમારી ટેવ ભૂલી જતા નથી. તેને ઝોહરાના નામથી બોલાવતાં તમને શું થાય છે ?

ઝિઆદ—પ્રિયે ! તમારી સુચનાનુસાર હું ઝોહરાને અહરનિશ તેજ નામથી સંબોધું છે, પણ આજે પાછો ભૂલી ગયો.

હલાવા—પ્રાણનાથ ! ઝોહરા તરફથી આપ નચિંત રહો. તે હવે ખ્રિસ્તીઓની જાળમાં કદી પણ સપડાશે નહિ. મેં તેના અંતઃકરણનો ભેદ મેળવ્યો છે. તેથી ખાત્રી પુર્વક કહું છું કે તે આપને અંતકરણ પુર્વક ચાહે છે. અને તેથી આપનો આશ્રય તજીને તે કોઇ પણ સ્થળે જશે નહિ. આપ તેના સમાગમમાં આટલા લાંબા સમય પ્રયંત રહ્યા, પણ તેના અંતઃકરણનો ભેદ કળી શકયા નહિ, એ ઘણા આશ્ચર્યની વાત છે ! જ્યારે તે આપની સમીપ આવે છે, ત્યારે કેવી શાંત મુખ મુદ્રાથી આપને નિહાળી રહે છે. તે આપે જોયું હશે. તે સમયની તેની મૌન્યવૃતિ અને અંતકરણમાં ઉભરાતો ભાતૃભાવ એજ તમ પરત્વેના તેના અપુર્વ સ્નેહની ખાત્રી આપે છે.

ઝિઆદ—એ બધું તો ઠીક ! ઝોહરા જાય કે ન જાય એ વાતને હમણા એક બાજુએ મૂકો, અને હું જે કહું તે ધ્યાન પૂર્વક સાંભળો.

હલાવા—પ્રાણનાથ ! જે કહેવું હોય તે આનંદથી કહો. હું સાંભળવાને માટે આતુર છું.

ઝિઆદ—મેં સાંભળ્યું છે કે ખ્રિસ્તીઓ એક ખ્રિસ્તી યુવતીને એક ઇસ્લામી રમણીના વેશમાં અહિં મોકલવાના છે. તે અહિં આવીને કપટકળાથી મારા અંતકરણ ઉપર અધિકાર મેળવીને પ્રસંગ આવતાં ઝોહરાને નસાડી જવાનો પ્રયત્ન કરશે. પ્રિયે! આ કેવી દુષ્ટતા કહેવાય?

આ વાત સાંભળીને હલાવાના મુખ ઉપર ચિંતાના ચિન્હો સ્પષ્ટ દેખાવા લાગ્યા. તે મનમાંજ વિચાર કરવા લાગી કે ઝીઆદને મારા વિષે તો આ શંકા ઉત્પન્ન થઇ નહિ હોય ? આ પ્રમાણે તેનું અંતકરણ શંકાશીલ થવાથી ઝિઆદના મનોભાવ જાણવા અર્થે તે તેના સામે એકાગ્રચિત્તે જોવા લાગી.

ઝિઆદ—પ્રિયે ! મને એકાગ્રચિતે કેમ જોઇ રહી છે ? મારી ઉપરોક્ત વાત સાંભળીને કંઈ ભ્રમણામાં તો પડી ગઇ નથી ને ? હું જે કહું છું તે બાબતની મેં સંપુર્ણ શોધ કરી છે, અને જે ખ્રિસ્તી યુવતી અત્રે ગુપ્ત વેષે આવવાની છે, તેનું નામ શુદ્ધાં પણ જાણી ચુકયો છું. જો સાંભળ ! તેનું નામ ફ્લોરેન્ડા છે.

ઉપરોક્ત વાત સાંભળીને હલાવાના અંતકરણમાં તેલ રેડાયું. તે મનમાં ચિંતા કરવા લાગી કે જો આ ભેદ કળાઇ જશે તો મારૂં શું થશે ? હજી એટલું ઠીક છે કે મારા ઉપર તેમને કાંઇ પણ આશંકા ઉત્પન થઇ નથી. પરંતુ વખતે તેવો પણ સમય આવે ખરો. તેથી પહેલાંથીજ સાવચેત રહેવું જોઇએ. આ પ્રમાણે જો કે તેની સ્થિતિ તે સમયે ચિંતાતૂર હતી. તોપણ મનમાં હિમ્મત રાખી અને મુખ ઉપરથી ચિંતાના ચિન્હો દુર કરીને તેણે સામો પ્રશ્ન કર્યો "પ્રાણ-

નાથ ! આપે તે ખ્રિસ્તી યુવતીનું નામ શું બતાવ્યું ? હું તો તે વાત આટલી વારમાંજ ભૂલી ગઈ. ”

ઝિઆદ—પ્રિયે ! તેનું નામ ફ્લોરેન્ડા છે.

હલાવા—( હસીને ) પ્રાણનાથ ! આપે મને લગ્ન પહેલાં શું વચન આપ્યું છે, તેનું કાંઇ સ્મરણ છે ? જો. જો. એવું ન થાય કે આપ તે કપટી ખ્રિસ્તી યુવતીના પ્રેમમાં ફસાઇને મને કેવળ વિસરી જાઓ ?

ઝિઆદ—વ્હાલી ! તેવું કદી પણ થશે નહિ. જો પશ્ચિમનો સુર્ય પૂર્વમાં ઉગે, અથવા સમુદ્ર માઝા મૂકે, તો પણ આ ઝિઆદ પરસ્ત્રી ગમન કરે એ સર્વથા અસંભવીત છે, અરે અસંભવીત છે; એટલુંજ નહિ, પરંતુ સર્વથા અશક્ય છે. વળી તું મારા વિષે કયાં અજાણી છે ? જ્યારે તેં મારો સંપુર્ણ અનુભવ લીધો છે, ત્યારે આવો પ્રશ્ન શામાટે પૂછે છે ?

હલાવા—પ્રાણનાથ ! એ બધું તો ઠીક. પણ કદાચ તે પૂનર્લગ્નની વાંચ્છના કરે તો ?

ઝિઆદ—પ્રાણેશ્વરી ! ગમે તેમ થાય, પણ હું મારી પ્રતિજ્ઞા તોડીશ નહિ. હું લગ્નની પ્રતિજ્ઞા કેવી રીતે પાળું છું તે તો તું સારી રીતે જાણે છે. તદુપરાંત તે એક ખ્રિસ્તી રમણી હોવાથી પુનર્લગ્ન કરવાને તૈયાર થાય એ કેવળ અસંભવીત છે.

આ વાત સાંભળીને હલાવાના અંતઃકરણની આશંકાઓ દુર થઇ ગઇ. અને તેણે મનમાંજ નિશ્ચય કરી લીધો કે ઝીઆદને મારા વિષે કાંઇ પણ શંકા નથી. આવીરીતે પોતાના અંતઃકરણની શંકાઓ નિકળી જવાથી તેણે ઝિઆદને સંબોધીને કહ્યું “ પ્રાણનાથ ! જ્યારે આ

પ્રમાણે આપનું અંતઃકરણ દૃઢ અને અચળ છે તો પછી આપને ભય કઇ વાતનો છે ?”

ઝિઆદ—પ્રિયે ! મને ઝોહરા તરફનો ભય રહે છે કે રખેને તે ભોળી બાળા ઉકત ખ્રિસ્તી રમણીની જાળમાં સપડાઇ જાય. વ્હાલી ! તું તેના ઉપર દેખરેખ રાખતી રહેજે.

આ પ્રશ્નનો ઉત્તર વાળતાં ઝિઆદના ગાલ ઉપર સ્મિત હાસ્યથી પ્રેમસુચક અંગૂલિ પ્રહાર કરીને હલાવાએ કહ્યું “ પ્રાણનાથ ? તમે અને તમારી ભગિની બન્ને ઘણા ભોળા છો. ઝોહરા પણ તમારા જેવીજ અસંભવીત વાતો કરે છે. તમે કાંઈ પણ ચિંતા કરો નહિ. મારા અધિકારમાંથી તમારી ભગિનીનું હરણ કરવાની કોઇનામાં શકિત નથી.

ઝિઆદ—વ્હાલી ! ઝોહરા ખ્રિસ્તી ધર્મ પરત્વે કેવી આકર્ષાયલી છે તે તું જાણતીજ નથી. જો જાણતી હોત તો આવા ખાત્રી ભરેલા ઉદ્દગારો કદી પણ કાઢત નહિ. હું ફરી પણ કહું છું કે તેના બોલવા ઉપર સંપુર્ણ વિશ્વાસ રાખીશ નહિ.

હલાવા—પ્રાણનાથ ! આપની આશંકાઓ પાયા વિનાની છે. પણ એટલું તો ખરૂં છે કે ઝોહરા આપની સાથે ખુલ્લા દિલથી વાર્તાલાપ કરતી નથી. અને તેથીજ કદાચ આપ વહેમાઇ ગયા હશો, પરંતુ તેનું મન મારી સાથે એટલે સુધી નળી ગયું છે કે તેને મારા વિના એક ક્ષણ પણ ચાલતું નથી. અને મને પણ તેમજ થાય છે.

ઝિઆદ—પ્રિયે ! જો તારૂં કથન સત્યજ હોય તો ઝોહરા ઉપર દેખરેખ રાખવાનું કાર્ય હું તનેજ સોંપું છું. તત્સંબંધની વ્યવસ્થા તો અવકાશે કરજે, પણ હમણા મને ક્ષુધા ઘણી લાગી છે,

એટલુંજ નહિ પણ ક્ષુધા શાંત કર્યા પછી મારે એક અગત્યના કામ પ્રસંગે બ્હાર જવાનું છે. માટે ત્વરાથી ભોજન સામગ્રી મંગાવ.

આ પ્રમાણે પતિ પત્નિ વચ્ચે વાર્તાલાપ ચાલે છે, એટલામાં ઝોહરાએ ત્યાં આવીને કહ્યું " ભાઇ ભોજન લાવું. ? "

ઝિઆદ—હા ! સત્વર લાવ. કેમકે મારે એક અગત્યના કામસર બ્હાર જવાનું છે. અને તેથી હું જમીને તરતજ બ્હાર ચાલ્યો જઇશ.

આ પ્રમાણે ભોજન લાવવાની સુચના મળ્યા પછી મરીઅમને ભોજન લેવા મોકલીને ઝોહરા નિજ બંધુના ઓરડામાજ બેસી રહી.

હલાવા—પ્રાણનાથ ! આજે આખો દહાડો આપ બ્હાર રહ્યા તોપણ ધરાયા નહિ ? એવું તે શું કામ બન્યું છે કે જમીને તરતજ જવાના છો ? આવી રીતે કામમાં અને કામમાંજ ફર્યા કરશો તો બે ઘડી અમારી પાસે બેસવાનો અવસર ક્યારે આવશે ? જો આવી રીતે કામ, કામ, અને કામમાંજ મંડયા રહેવું હતું, તો પછી લગ્ન શા માટે કર્યું ?

આ વાક્યો સાંભળીને ઝિઆદ ક્રોધાવેશમાં આવી ગયો, અને ક્રોધમય વાણીથી તેણે જવાબ આપ્યો " મારે તે કુટિલ ફ્લોરેન્ડાની શોધ કરવા જવું છે. "

આ વાક્ય સાંભળીને ઝોહરા ઝિઆદના મુખારવિંન્દ તરફ એકાગ્ર ચિતે જોઇ રહી.

હલાવા—પ્રાણનાથ ! જ્યારે તે અહિંજ આવવાની છે, ત્યારે તેની શોધ કરવાની શી અગત્ય છે ? તે અહિં આવીને જાહેર તો થશેજ, કાંઇ પાતાળમાં તો પેસી જવાની નથી ! તો પછી શા માટે કાંઇપણ પ્રયોજન વિના મિથ્યા શ્રમ ઉઠાવો છો ?

આ પ્રમાણે તે પ્રેમી યુગલ વચ્ચે વાર્તાલાપ ચાલી રહ્યો છે, એટલામાં મરીઅમ ભોજન લઇ આવી. એટલે ઝિઆદ, હલાવા, અને ઝોહરાએ સાથે બેસીને ભોજનનો આસ્વાદ લીધો અને ક્ષુધાને શાંત કરી જમતી વખતે પણ તેમનો વાર્તાલાપ બંધ પડયો ન હતો, પણ ઝિઆદને બ્હાર જવાની ઉતાવળ હોવાથી તે સત્વર જમીને ઉભો થઈ ગયો. એટલે હલાવાએ તેને કહ્યું " પ્રાણનાથ! શું તમે બ્હાર જાઓ છો ? " આ પ્રશ્નનો કાંઇ પણ જવાબ આપ્યા વિના વસ્ત્ર પરિધાન કરીને ઝિઆદ બ્હાર ચાલ્યો ગયો. તેના ગયા પછી ઝોહરાએ ફ્લોરેન્ડા તરફ સ્મિત હાસ્ય કરીને કહ્યું " ભાભી ! આજે તો મારા ભાઈની સાથે તમારે કાંઇ નવિન પ્રકારની વાતચીત થઈ. મને તો તે વખતે ઘણું હાસ્ય ઉત્પન થયું હતું. પણ મહા પરિશ્રમથી હાસ્ય ખાળી શકી."

હલાવા—ઝોહરા ! મેં તો તમને હાસ્ય કરતાં જોયાજ નહિ. મને તો તે પ્રસંગે તમારા મુખારવિંન્દ ઉપર શોકની છાયા સ્પષ્ટ દેખાતી હતી.

ઝોહરા—ભાભી ! તમે માનો કે નમાનો તેની મને દરકાર નથી. પરંતુ મને તે વાત સાંભળીને ઘણું હાસ્ય ઉત્પન થયું એતો નક્કી છે.

હલાવા—ઝોહરા ! જમી રહ્યા પછી જે કાંઇ કહેવું હોય તે કહેજો, મારે પણ હજી તમને ઘણું કહેવાનું છે.

એમ કહીને તેણે જલદી જલદી ખાવા માંડયું. જમી રહ્યા પછી મરીઅમ હાથ ધોવરાવી ગઇ, અને હમીદા ભોજન પાત્રો લઇ ગઇ. તેમના ગયા પછી એકાંતનો લાભ મળતાંજ ઝોહરાને પોતાની પાસે બેસાડી હલાવાએ તેને કહ્યું " ઝોહરા ! તમારી

સઘળી વાતો તમારા ભાઇના જાણવામાં આવી છે. એટલુંજ નહિ પણ તે મારી સઘળી ધારણાઓ અને મારૂં નામ પણ જાણી ગયા છે. પરંતુ હજી એટલું સારૂં છે કે તેમને મારા વિષે કાંઇ પણ આશંકા ઉત્પન થઈ નથી, તે તો માત્ર એટલુંજ જાણે છે કે ફ્લોરેન્ડા નામક કોઈ ખ્રિસ્તી યુવતી તમને કપટથી નસાડી જવા માટે અહિં આવવાની છે. તે વાત સાંભળીને પહેલાં તો મારા પણ રામ રમી ગયા હતા, પણ જ્યારે મને ખાત્રી થઇ કે તેમને મારા વિષે કાંઇ પણ શક નથી, ત્યારે મારા જીવમાં જીવ આવ્યો. અને હજી પણ જો તે જાણી જાય કે ફ્લોરેન્ડા આ ઘરમાંજ છે, તો મારા ઉપર કેવું સંકટ આવી પડે, તેનો વિચાર આવતાંજ મારા ગાત્રો શિથિળ થઇ જાય છે.”

ઝોહરા—ભાભી ! ખચિત તે ઘણા માઠા સમાચર કહેવાય !

હલાવા—ખરેખર તેમજ છે. ઝોહરા ! હજી તમે દુનિઆનો અનુભવ લીધો નથી. મેં અમારા દેવળોમાં ઘણા પુરૂષોને જોયા છે. પરંતુ તમારા ભાઇ જેવો ધર્મ શ્રધાળુ, અને સ્ત્રીઓ પરત્વે સન્માન રાખનારો એક પણ પુરૂષ જોયો નથી. જો તે આપણી વાત જાણી જાય તો આપણને કેવી શિક્ષા કરે તે નિશ્ચયપૂર્વક કહેવાય નહિ.

ઝોહરા—ભાભી! તમારૂં કથન યથાર્થ છે. તેથી આપણા બચાવને માટે આપણે કાંઈ યુક્તિ અવશ્ય કરવી જોઇએ.

હલાવા—ઝોહરા ! તમારી શી ધારણા છે, તે પ્રથમ નિવેદન કરો.

ઝોહરા—ભાભી ! મારી ધારણા વિષે શું પૂછો છો ? હું તો આ નિર્માલ્ય જીવનથી બિલકુલ કંટાળી ગઈ છું. તેથી તમે કહેશો તે પ્રમાણે કરીશ.

હલાવા—ઝોહરા ! તમારા માટે બે માર્ગ છે, કાંતો તમારા ભાઈની સાથે રહીને પરાધીન સ્થિતિ ભોગવો, કે કાંતો મારી સાથે દેવળમાં આવીને બીજી અનેક અવિવાહિતા રમણીયો સાથે સ્વતંત્ર જીંદગી ગુજારો.

ઝોહરા—શું તમે પણ મારા ભાઈનો ત્યાગ કરીને ચાલ્યા જશો ?

હલાવા—ખચિત, મારે તેમ કરવું પડશે. હું કાંઇ અહિં સદાને માટે રહેવાને આવી નથી. પણ તમને મારી સાથે લઇ જવા માટેજ આવી છું.

ઝોહરા—બાબી ! મારા ભાઇનો આશ્રય છોડી જવાની મારી ઇચ્છા નથી, તેમનો મારા ઉપર એટલો તો પ્રેમ છે કે મારા ચાલ્યા જવાની વાત સાંભળીને તે એકદમ ગાંડા બની જશે.

હલાવા—એતો ખરૂં! મને પણ ઝિઆદથી જુદા થવાનું ગમતું નથી. પણ જ્યારે ભવિષ્યમાં આવી પડનારી વિપત્તીઓ વિષે વિચાર કરૂં છું, ત્યારે મારો જીવ ઘણો મૂંઝાય છે, અને તેથીજ મને આ માર્ગ લેવો પડે છે, હું તમને પણ કહું છું કે તમે પણ અહિં રહેવાથી ઘણા સંકટમાં આવી પડશો.

ઝોહરા—બાબી ! શું તમે એમ માનો છો કે આ સ્થળનો ત્યાગ કરવાથી હું તે સંકટમાંથી બચી જઇશ ? હું તો તેમ માનતી નથી. પણ ઉલટું ત્યાં મારી સ્થિતિ " ચુલામાંથી નિકળી પેણામાં " પડવાં જેવી થશે. કેમકે આ સમ્રાજ્ય મુસલમાનોનું છે. તેથી શું તેમના હાથમાંથી ખ્રિસ્તીઓ મને બચાવી શકશે ?

હલાવા—ઝોહરા ! જો તમે ખ્રિસ્તી ધર્મનો અંગીકાર કરો તો

તમારા રક્ષણ અર્થે સઘળા ખ્રિસ્તીઓ પ્રાણ આપવાને પણ તૈયાર છે. તેમ છતાં જો તમારૂં રક્ષણ અહિં નહિ થઈ શકે તો તમને ફ્રાંસ મોકલી દેવામાં આવશે. અને હું પણ તમારી સાથે ત્યાં આવીશ. ફ્રાંસમાં થોડો સમય રહ્યા પછી આપણે રૂમ અને ગ્રીસના પ્રવાસે જઇશું. કોઇ પણ વ્યક્તિ તમારી શોધમાં ત્યાં આવી શકશે નહિ. હું ખાત્રી પુર્વક કહું છું કે અહિંના સઘળા ખ્રિસ્તીઓ અત્યાનંદથી તમારો આદર સત્કાર કરશે.

હલાવાની ઉપરોક્ત વાતો સાંભળીને ઝોહરા કાંઇક વિચારમાં પડી ગઇ. આવી સ્થિતિમાં કેટલોક સમય વીતી ગયો. આમ ઘણી વાર સુધી ફ્લોરાએ કાંઈ પણ જવાબ નહિ આપ્યાથી હલાવાએ કહ્યું. કેમ "ઝોહરા! મારી સાથે આવવાની ઇચ્છા છે કે નહિ?"

ઝોહરા—ભાભી! તમારા કહ્યા પ્રમાણે હું રોમ અને ગ્રીસના પ્રવાસે જવા ઇચ્છતી નથી. કેમકે મને ભિન્ન ભિન્ન પ્રદેશો જોવાનો મોહ નથી. હું માત્ર એકાંતમાં રહીને એક પવિત્ર સાધ્વીની પેઠે કાળ નિર્ગમન કરવાની ઇચ્છા રાખું છું. પુરૂષોના સમાગમમાં આવવાની મારી ઇચ્છા નથી.

હલાવા—ઝોહરા! એ બધું તો ઠીક! પણ અહિં રહેવાથી ઝિઆદ તમારા ઉપર ઘણો અત્યાચાર કરશે તેનો કાંઇ વિચાર કર્યો?

ઝોહરા—ભાભી! સંકટ અને અત્યાચાર તો મારા પ્રારબ્ધમાંજ લખેલું છે. અને તે કોઇ પણ રીતે મિથ્યા થવાનું નથી. ખ્રિસ્તીઓનો આશ્રય ગ્રહણ કરવાથી પણ હું તેવા સંકટોમાં મૂક્ત થઇ શકીશ નહિ.

હલાવા—ઝોહરા! તે વિષે તમે નચિંત રહો, અમે તમારૂં દરેક પ્રકારે રક્ષણ કરીશું.

ઝોહરા—ભાભી ! પણ જો મારૂં રક્ષણ કરવામાં સઘળા ખ્રિસ્તીઓ માર્યા જશે; તો પછી શું કરશો ? આવી રીતે અનેક જીવને જોખમમાં નાખવા કરતાં મને અહિંજ રહેવાદો.

હલાવા—ઝોહરા ! જ્યારે તમે ઇશ્વરના પુત્ર [1] ઇસુ ખ્રિસ્ત ઉપર વિશ્વાસ રાખો છો તો તેજ તમારૂં રક્ષણ કરશે.

ઝોહરા—ભાભી ! જો તમને તેવી ખાત્રી હોય તો હું તમારી સાથે આવવાને માટે તૈયાર છું.

હલાવા—ઝોહરા ! તે વિષે મારી પાકી ખાત્રી છે. માટે હવે આપણે અહિંથી પલાયન થવાની ગોઠવણ કરવી જોઇએ.

ઝોહરા—હા, ભાભી, જે કાંઈ કરવું હોય તે સત્વર કરો. કેમકે વાર કરવી તે વિનાશ વહોરવા સમાન છે.

આ પ્રમાણે સઘળું નક્કી કર્યા પછી હલાવાએ ઝોહરાને ત્યાંથી વિદાય કરી. અને પોતે પલાયન થવા માટે કાંઇક યુક્તિ શોધવા લાગી.



---

૧ ખ્રિસ્તીઓ હઝરત ઈસા અલયહિસ્સલામને ખુદાના પુત્ર તરીકે માને છે. પ્રયોજક.

# પરિશિષ્ટ ૧૩ મું.

## ફ્લોરેન્ડાની શોધ



આગલા પરિશિષ્ટમાં બતાવ્યા પ્રમાણે ફ્લોરેન્ડા નામક એક ખ્રિસ્તી અબળા પોતાની બહેનને નસાડી જશે, એવી લોકવાયકા સાંભળવાથી ઝિઆદ તેની શોધખોળ કરી રહ્યો હતો. તે આખું શહેર ફરી વળ્યો. પણ ફ્લોરેન્ડાનો કાંઈ પત્તો ન લાગ્યો. બિચારા ભોળા ઝિઆદને ખબર ન હતી કે જે વ્યક્તિની તે શોધ કરી રહ્યો છે, તે તો તેના પોતાનાજ ઘરમાં આનંદ કરી રહી છે. જ્યારે એક તરફ ઝિઆદ ફ્લોરેન્ડાની શોધ કરી રહ્યો છે, ત્યારે બીજી તરફ ફ્લોરેન્ડા ઝોહરાને નસાડી જવાની યુક્તિ કરી રહી છે. અને ઝોહરા પણ તેની સાથે જવાની તૈયારી કરી રહી છે. જેમ મરનાર માણસ પોતાની પ્રિય વસ્તુઓને આતુરતાથી છેલ્લીવાર જોઇ રહે છે, તેમ ઝોહરા નિજ ગૃહની પ્રત્યેક વસ્તુને ફરી ફરીને જોતી હતી. પોતાના વ્હાલા બંધુ ઉપર દૃષ્ટિ પડતાંજ તેને બંધુ ભાવ ઉભરાઇ આવતો. અને તે વખતે નાસી જવાના વિચારો પલાયન થઇ જતા. તે પોતાના બંધુ સાથે વાત કરવાનો ઘણો પ્રયત્ન કરતી, પરંતુ ઝિઆદનું ચિત ફ્લોરેન્ડાની શોધમાં રોકાએલું હોવાથી તે તેના પરત્વે ઝાઝું લક્ષ આપતો નહિ. અને માત્ર જમવાનો વખત બાદ કરતાં બાકીનો સમય ફ્લોરેન્ડાની શોધ ખોળ કરવામાંજ વ્યતીત કરતો હતો. રાત્રે જ્યારે તે ઘેર આવતો,

ત્યારે હલાવા ( ફ્લોરેન્ડા ) યુક્તિ પ્રયુક્તિથી તેના અંતકરણની વાત જાણી લેતી.

એક દહાડો ઝિઆદ મોડી રાત્રે ઘેર આવ્યો, એટલે તે તકનો લાભ લઇને ફ્લોરેન્ડાએ પોતાની સહચરી હમીદાને પોતાની પાસે બોલાવી. અને સઘળી વાત તેને નિવેદન કરી. વાત કરતાં કરતાં તેને ઉંઘ આવી ગઇ. થોડીવાર પછી ઝિઆદ ઘેર આવ્યો. એટલે હમીદા હલાવાને જગાડીને ઝિઆદને માટે ભોજન સામગ્રી લેવાને નીચે ગઇ. ઉંઘમાંથી જાગ્રત થઈને નેત્રો ઉઘાડતાંજ ફ્લોરેન્ડાએ ઝિઆદને કહ્યું " પ્રાણનાથ ! હવે તમે રાત્રે ઘણા મોડા ઘેર આવો છો ? "

ઝિઆદ—વ્હાલી ! શું કરૂં ! હું એવી ખટપટમાં પડી ગયો છું કે એક પળની પણ નવરાશ મળતી નથી. કોણ જાણે ક્યારે તેમાંથી મુક્ત થઇશ ?

હલાવા—પ્રાણનાથ ! હું જાણું છું કે તમે ફ્લોરેન્ડાની જેટલી કાળજી રાખો છો, તેની પા ભાગ જેટલી કાળજી પણ તે તમારા માટે રાખતી નહિ હોય.

ઝિઆદ—હા ! હું તેને મળવા માટે ઘણો આતુર છું.

હલાવા—પ્રાણનાથ ! તે તો હું પણ જાણું છું.

ઝિઆદ—પરંતુ ગમે તેટલી શોધ ખોળ કર્યાં છતાં તે હમણા સુધી તો મને મળી નથી. પણ જો તે મળી જશે તો હું રાત્રે પણ ઘેર આવવાનું ભુલી જઇશ.

હલાવા—પ્રાણનાથ ! મને ખાત્રી છે કે તમે તમારી પ્રતિજ્ઞાનું ભંગ કરશો, અને મને પડતી મૂકીને ફ્લોરેન્ડાના પ્રેમમાં સપડાશો.

આ પ્રમાણે કહીને તે અશ્રુપાત કરવા લાગી.

ઝિઆદ—વ્હાલી ! તું દિલલગીની વાતમાં પણ આ પ્રમાણે રડી પડે છે? આ તારી કેવી સમજ છે? હું ફ્લોરેન્ડાની જે શોધ કરૂં છું, તે તેની સાથે લગ્ન કરવા માટે નહિ, પણ ઝોહરાને તેના પ્રપંચ માંથી બચાવવા માટેજ કરૂં છું. નહિ તો તેના મોંઢા ઉપર થુકું પણ નહિ.

હલાવા—પ્રાણનાથ ! જો એમજ છે તો અડધી રાત સુધી શા માટે ભટકો છો ? મારા હતભાગ્યે અહિં પણ મારો પીછો છોડ્યો નહિ. હું કેવી બેચેનીથી રાત્રી ગુજારૂં છું તે મારૂં મન જાણે છે. પણ તમને તેની કયાં દરકાર છે ?

ઝિઆદ—વ્હાલી ! આજથી હું પ્રતિજ્ઞા કરૂં છું કે હવે પછી રાત્રે બ્હાર જઇશ નહિ. કેમ હવે તો પ્રસન્ન થઈને ? તો ચાલ હવે રૂદન કરવાનું બંધ કરીને અશ્રુબિંદુઓ લોહી નાખ.

આ પ્રમાણે કહીને પોતેજ તેના અશ્રુઓ લોહવા લાગ્યો. એટલામાં હલાવાની દાશી ત્યાં આવી જવાથી ઝિઆદ તેના પડખામાંથી ખસીને દુર જઈ બેઠો. એટલે દાસીએ શેતરંજી પાથરીને તેના ઉપર ભાણું મૂક્યું. એટલે ઝિઆદે જલદી જલદી ભોજન કરી લીધું. અને જમણથી પરવાર્યા પછી વઝુ [1] કરીને ઇશાની નમાઝ પઢી સય્યા ઉપર ગયો. હલાવા હજી જાગ્રત હતી. અને તે દંપતીને ઉંઘ નહિ આવવાથી તેઓ માહોમાંહે વાર્તાલાપ કરવા લાગ્યા.

---

૧ મુસલમાનો નમાઝ પડતાં પહેલાં કાંઇ પણ સંભવીત અપવિત્રતા દુર કરીને પવિત્ર થવા માટે હાથ, પગ, મોઢુ, અને માથું ધુએ છે. આ પ્રકારની દેહ શુદ્ધિની ક્રિયાને વઝુ કહે છે.

અયોજક

ઝિઆદ—વ્હાલી! આજ એક નવી વાત મારા સાંભળવામાં આવી છે. અને તે વિષે તારી સલાહ લઇને કામ કરવા માગું છું.

હલાવા—વ્હાલા ! તે શું છે ?

ઝિઆદ—વ્હાલી ! ઝોહરાને માટે ખ્રિસ્તીઓ જે યુક્તિ પ્રયુક્તિઓ કરી રહ્યા છે, તે તો તું જાણે છે. હવે મારી એવી ઇચ્છા છે કે ભવિષ્યમાં આવી પડનારી આપત્તિમાંથી બચવા માટે તેને પરણાવી દેવી જોઇએ. લગ્ન થઇ ગયા પછી ખ્રિસ્તીઓનું કાંઇ પણ ચાલશે નહિ. અને હું પણ તેની ચિંતામાંથી મુક્ત થઇશ.

હલાવા—પ્રાણનાથ! આપનું કહેવું ઠીક છે! પણ મને લાગે છે કે હમણા ઝોહરા લગ્ન કરવાનું પસંદ કરશે નહિ. કેમકે તેને તમારા ઉપર ઘણો હેત છે. તેથી તમારો આશ્રય તજીને તે કોઇ પણ સ્થળે જવા ઇચ્છતી નથી.

ઝિઆદ—વ્હાલી ! લગ્ન પહેલાં સઘળી કુમારીકાઓ તે પ્રમાણે કહે છે. એવી એક પણ છોકરી ભાગ્યેજ હશે કે જે લગ્ન પછી પીયેરથી સાસરે જતાં અશ્રુપાત નહિ કરતી હોય. કેટલાક દિવસ સુધી તો તેને શ્વસુર પક્ષનો અણગમો લાગે છે. પણ જ્યારે પોતાના પતિ સાથે તેનો જીવ મળી જાય છે, ત્યારે તે સઘળું ભુલી જાય છે. અને કોઇ પણ વાતનો તેને ખ્યાલ રહેતો નથી.

હલાવા—પ્રાણનાથ ! મારો અભિપ્રાય આ બાબતમાં આપની વિરૂદ્ધ છે. મારી ખાત્રી છે કે ઝોહરાને જેટલી પ્રિતી તમારા ઉપર છે, તેટલી બીજા કોઇ ઉપર નથી. તેથી સ્વગૃહનો ત્યાગ કરવાનું તેને કદી પણ ગમશે નહિ. તેથી વધુ સલાહકારક તો એજ છે કે હમણા તેનું લગ્ન મુલતવી રાખવું.

ઝિઆદ—પ્રિયે ! તું કેવી વાત કરે છે ? તું પણ તેની સાથે મળી તો ગઇ નથી ને ?

હલાવા—હા ! હું તેની સાથે મળી ગઈ છું. વ્હાલા ! દિન પ્રતી દિન તમારો સ્વભાવ વધુ અને વધુ દુરાગ્રહી અને વ્હેમી થતો જાય છે.

ઝિઆદ—વ્હાલી ! મારા કહેવાનો ભાવાર્થ તેવો નથી. હું એમ કહું છું કે તારે તેની સાથે ઠીક બને છે. માટે તુંજ તેને સમજાવ. મને ખાત્રી છે કે તે તારી અવજ્ઞા કરશે નહિ.

હલાવા—પ્રાણનાથ ! શું ઝોહરાને માટે તમે કોઈ વર પસંદ કર્યો છે કે માત્ર વાતોજ કરો છો ?

ઝિઆદ—પ્રિયે ! તે વાતની તારે ચિંતા કરવી નહિ. હું તેની વ્યવસ્થા કરી લઇશ. આ શહેરમાં હું એટલો તો પ્રતિષ્ઠિત છું કે આપણા કુટુંબ સાથે સંબંધ જોડવા માટે શહેરના ઘણા શ્રીમંતો આતુર છે. તેથી મારૂં મન માનશે, ત્યાં ઝોહરાનું વેવીશાળ કરીશ.

હલાવા—પ્રાણનાથ ! એ બધું તો ખરૂં ! પણ લગ્ન એ કાંઇ બાળકોની રમત નથી કે જ્યારે ઇચ્છીએ ત્યારે સત્વર કરી શકીએ. ઓછામાં ઓછા છ માસ પહેલાં તેને માટે તૈયારીઓ કરવી જોઇએ.

ઝિઆદ—વ્હાલી ! હું જે કામ કરૂં છું, તે તરતજ કરૂં છું. બસ, “ચટ મંગની અને પટ બ્યાહ ”આપણું લગ્ન પણ તેમજ થએલું ને?

હલાવા—પ્રાણનાથ ! મારો કોઈ પણ વાલી વારસ ન હોવાથીજ આપણે સત્વર લગ્ન કરી શક્યા. પણ આપણે યાદ રાખવું જોઇએ કે ઝોહરા એક શ્રીમંતની કન્યા છે. વળી તેના વડિલ તરીકે

આપણે મોજુદ છીએ. તેથી લગ્નોત્સવ ભારે ધામધુમથી ઉજવવો જોઇએ.

ઝિઆદ—પ્રાણેશ્વરી ! મારી પણ તેવીજ ઇચ્છા છે. આપણા કુટુંબની પ્રતિષ્ઠા અનુસાર આપણે તે પ્રસંગે ખરચ કરવુંજ જોઇએ. અને તદનુસાર ઘટિત ખર્ચ અવસ્ય કરવામાં આવશે.

હલાવા—પ્રાણનાથ ! એ બધું તો ઠીક ! પરંતુ તમે આ વિષે ઝોહરાની પણ સલાહ લીધી છે કે નહિ ?

ઝિઆદ—વ્હાલી ! મેં તેની સલાહ લીધી છે. પણ તે તો લગ્ન કરવાનું સાફ ના કહે છે.

હલાવા—પ્રાણનાથ ! જ્યારે વાત આ પ્રમાણે છે ત્યારે માત્ર બે દિવસ જેટલા ટુંક સમયમાં હું તેને કેમ સમજાવી શકીશ ?

ઝિઆદ—પ્રિયે ! જો તું તેને સમજાવીશ તો તે અવશ્ય તારૂં માનશે એવી મારી ખાત્રી છે.

હલાવા—પ્રાણનાથ ! તમારી પેઠે મારાથી દંડ પ્રહાર કે મુષ્ટિ પ્રહાર કરવાનું બનશે નહિ. તે એક શરમાળ યુવતી છે. અને તમારો દુરાગ્રહ જોઈને તે પણ દુરાગ્રહી થઈ ગઈ છે. તેથી હું તેને આશ્વાસન આપીને ચાર પાંચ માસમાં સમજાવી લઇશ. પણ જો તમે એક બે દિવસમાંજ તેને સમજાવી લેવાનું ઇચ્છતા હો તો તે કામ મારાથી બનશે નહિ. માટે જો તેવીજ ઇચ્છા હોય તો તમે તમારી જાતે તેને સમજાવી લો.

આવો વાદવિવાદ કરવામાં હલાવાની ધારણા એ હતી કે ગમે તેમ કરીને ઝોહરાનું લગ્ન બંધ રખાવવું. અને પ્રસંગ જોઈને તેને

ઉપાડી જવી. તે કપટી અબળાની કપટકળા બિચારો ઝિઆદ સમજી શક્યો નહિ. તેથી હલાવાની દરેક વાત ખરી માનીને લગ્ન થોડા સમય સુધી મુલતવી રાખવાનો તેણે નિશ્ચય કર્યો. અને તેવો નિશ્ચય કર્યા પછી તેણે હલાવાને કહ્યું " પ્રાણેશ્વરી ! જેવી તારી ઇચ્છા. જ્યારે તારી ઇચ્છા હશે, ત્યારે ઝોહરાનું વેવીશાળ કરીશું. પણ જેમ બને તેમ જલદીથી તેને સમજાવી લેવાની કોશીશ કરવાનું ભુલીશ નહિ."

હલાવા—પ્રાણનાથ ! ઝોહરાનું લગ્ન જેમ બને તેમ જલદી કરવાને તમારા કરતાં હું વધારે આતુર છું. હા ! પણ બળાત્કારે નહિ. શાંતિ અને ધીરજથી સમજાવીનેજ. મને ઝોહરાનું લગ્ન જોવાની તિવ્ર ઇચ્છા છે. તે એવી તો પ્રેમાળ અને માયાળુ કન્યા છે કે તેને જોતાંજ મને તેના ઉપર વ્હાલ આવે છે.

ઝિઆદ—પ્રિયે! મારી ખાત્રી છે કે તારા આવા લાડ અવસ્ય તેને બગાડશે. કહેવત છે કે " વ્હાલ ઘેલા વચકાય વહેલા. "

હલાવા—પ્રાણનાથ ! મને તમારી પેઠે વારંવાર ક્રોધ કરતા આવડતું નથી. તેથી જેમ બને તેમ ધીરજ અને શાંતિથી હું તેને સમજાવીશ

ઝિઆદ—એ બધું તો ઠીક ! પણ આજે બે દિવસ થયાં હું ઝોહરાને શોક નિમગ્ન જોઉં છું. તેનું શું કારણ છે તે તું જાણે છે? આજે કેટલાક દિવસ થયાં હું ઘરમાં ઘણી થોડીવાર થોભું છું, તેથી મને તો તત્સંબંધે તેની સાથે વાતચીત કરવાનો પ્રસંગ મળ્યો નથી. પણ તું અહરનિશ તેની સાથે રહેતી હોવાથી કદાચ તારે તેની સાથે તે સંબંધી કાંઇ વાતચીત થઇ હોય.

હલાવા—પ્રાણનાથ ! આ તમારી ભ્રમણા છે. મને તો લાગે

છે કે ફ્લોરેન્ડાના વિચારમાં અને વિચારમાંજ તમે ચિતભ્રમ થઇ ગયા છો. અને રાત દિવસ લોકોના મોઢા જોયા કરો છો. તેથી ઝોહરાની ઉદાસવૃતિજ તમને જણાય છે. પણ હું આવી બાબતો ઉપર લક્ષ આપતી નથી. ગમે તેટલી સુશિક્ષિત હોવા છતાં પણ હજી તે બાળક છે. તેથી કોઇ વાતનું સ્મરણ થવાથી, અથવા માત પિતા સાંભરી આવવાથી કદાચ તે ઉદાશ થઇ હોય તો તેમાં થઇ શું ગયું ? જો આપણે અહરનિશ આવી ક્ષુલ્લક બાબતો ઉપરજ લક્ષ આપીએ તો ચિંતામાં અને ચિંતામાંજ મરી જઇએ.

ઝિઆદ—પ્રિયે ! તેની ઉદાસીનું ગમે તે કારણ હોય, પણ તું તેની તપાસ તો કરજે. મેં તેની તેવી સ્થિતિ કાંઈ એક બે વાર જોઇ નથી. પણ બે દિવસથી થયાં તેને તેવી સ્થિતિમાંજ જોઉં છું.

હલાવા—ઠીક ! તે વિષે કાલેજ તપાસ કરીશ. ચાલો, હવે આ વાર્તાલાપ બંધ કરો કેમકે મને તો ઉંઘ આવે છે.

ઝિઆદ—ઠીક, સુઈ રહે. હું પણ સુઈ રહું છું.

આ પ્રમાણે વાર્તાલાપ કરીને તેમણે સુઇ રહેવાનો પયત્ન કર્યો અને આંખો બંધ કરતાંજ તેમને ઉંઘ આવી ગઇ. પ્રભાતમાં ઉઠીને ઝિઆદ નમાઝ પઢી ફ્લોરેન્ડાની શોધમાં ચાલ્યો ગયો. અને હલાવા ઝોહરાને બોલાવી તેની સાથે વાતચીત કરવા લાગી. આખા ઘરમાં બે દાશીઓ અને તેમના સિવાય બીજું કોઇ ન હોવાથી તેમની વાતોમાં વિક્ષેપ પડવાનો સંભવ ન હતો. તેથી તેઓ પોતાના ગુપ્ત ષડયંત્રની સંતલસ કરવાને ઉદ્યુક્ત થયા. બે દાશીઓ પૈકીની હમીદા તો તેમના પક્ષનીજ હોવાથી તે તો સઘળી વાત જાણતી હતી. પણ ઝિઆદની દાસી મરિયમ તેમના પ્રપંચ વિષે કાંઇ

પણ જાણતી ન હતી. તે તો પોતાના શેઠના બ્હાર ગયા પછી તરતજ ઘરના કામે લાગી જતી. અને આવી બાબતો ઉપર ઘણું થોડું લક્ષ આપતી હતી.

આપણે આગળ જોઈ ગયા છીએ કે ઝિઆદ બ્હાર જતાંજ હલાવાએ ઝોહરાને પોતાની પાસે બોલાવી. અને ન આવતાંજ તેને કહ્યું " ઝોહરા ! હવે સાવચેત રહો. અને મોઢા ઉપર શોકના ભાવ પ્રગટ ન થવાદો. દરેક પ્રસંગે ઉદાસ રહેવાની તમને જે ટેવ પડી ગઇ છે તેને તિલાંજલી આપો. તમે પોતાના અંતકરણનો ભાવ ગુપ્ત રાખી શકતા નથી એ ખરેખર ઘણું દિલગિરીભરેલું છે. તમારા મોઢા ઉપરનો ભાવ તમારી મનોવૃત્તિઓ જાહેર કરી દે છે. આ વાત સાંભળીને ઝોહરાએ પૂછ્યું "કેમ ! શું છે ? મારા ભાઇ તમને તે વિષે કાંઈ પ્રશ્ન પૂછતા હતા ?"

હલાવા—હા ! આજ રાત્રે મારે તમારા ભાઇ સાથે તમારા સંબંધની ઘણી વાતો થઈ છે. અમારા વચ્ચે થએલી મુખ્ય વાતચીત તો તમને અવકાશે કહીશ. પરંતુ તમારા ભાઇ એવું કહેતા હતા કે ઝોહરા આજ બે દિવસ થયા કાંઇક ઉદાસ જણાય છે તેનુ શું કારણ છે ? ભલા તમેજ વિચાર કરો કે આ બાબતમાં તેમને હું શો ઉત્તર આપી શકું ?

ઝોહરા—ભાભી ! તેમનું કહેવું યથાર્થ છે. આજ બે દિવસ થયાં હું કાંઈ વધારે ઉદાસ જણાઉં છું. આ ઘર મને બહુ ગમે છે. અને તેમાં પણ વિશેષે કરીને મારા ભાઈ સાથે મને એટલી પ્રિતી છે કે તે ઉભયનો ત્યાગ કરવાનું મારૂં અંતકરણ સ્પષ્ટ ના પાડે છે. જ્યારથી મેં આ ઘર, અને ભાઇનો ત્યાગ કરવાનો નિશ્ચય કર્યો છે, ત્યારથી ક્ષણે ક્ષણે તે ઉભયનું સ્મરણ થઇ આવતાં મારૂં કાળજું વિંધાઈ જાય છે. અને રડી પડું તેવી ઇચ્છા થાય છે. હું જાણું છું કે આ વાત

બ્હાર આવતાંજ આપણા ઉપર દુઃખના ડુંગર તુટી પડવાનો સંભવ છે. પણ શું કરૂં કે મારૂં અંતકરણ ધીરજ ધરતું નથી ? હું તો ધીરજ રાખવાનો પ્રયત્ન કરૂં છું, પણ આ ચંચળ ચિતડું તે માનતું નથી. તમેજ કહો કે હવે મારે શું કરવું ?

હલાવા—ઝોહરા ! અત્યારથી તમે કેમ ગભરાવ છો ? આ ઘરનો ત્યાગ કરવાને તો હજી ઘણી વાર છે.

ઝોહરા—ભાભી ! તો આપણે અહિંથી ક્યારે નિકળવાના છીએ તે કૃપા કરીને કહેશો ?

હલાવા—ઝોહરા ! હાલમાં તો છ સાત મહિના સુધી આપણે અહિંઆજ રહીશું. તમે મારી સાથે આવવાની વૃતિ દેખાડી છે, તેને લગતા સમાચાર મેં અમારા દેવળાધ્યક્ષને કહેવરાવ્યા છે. તેના તરફથી તમારે રહેવા માટે ઘર, અને તમારા રક્ષણની સઘળી વ્યવસ્થા થયા પછીજ હું તમને ત્યાં લઇ જઇશ.

ઝોહરા—ભાભી ! તમે હુશીઆર તો ખરા. મારા ભાઈ તમારી કપટકળા હજી સુધી જરાએ સમજી શક્યા નથી. પણ ભાભી ! જ્યારે તમે નિરંતર મારીજ ચિંતા કર્યા કરોછો, ત્યારે શું તમને તમારી ચિંત્તા થતી નથી ? જો આ વાત બ્હાર પડી જાય તો મારા ભાઇ તમને શી શિક્ષા કરે તેનો કાંઇ વિચાર કર્યો છે ? અથવા શું તેની શિક્ષાનો તમને કાંઇ ભય નથી લાગતો?

હલાવા—ઝોહરા ! પ્રથમતો મને તેમનો ઘણો ભય હતો. પણ ધીમે ધીમે મેં જાણી લીધું કે તેમને મારા ઉપર કાંઇ પણ શંકા નથી. તદુપરાંત યુક્તિ પ્રયુક્તિઓથી મેં તેમને એવા તો વશ કર્યા છે કે જો કોઈ મારા તરફ આંગળી બતાવીને કહે કે આ ફ્લોરેન્ડા છે,

તો પણ તમારા ભાઈ તે વાત માને નહિ. વળી દિન પ્રતિ દિન મારા ઉપર તેમનો પ્રેમ વધતો જાય છે. તેથી મને તો તેમના તરફનો યત્કિંચિત માત્ર પણ ભય નથી. વળી તમે જાણો છો તે પ્રમાણે માત્ર તમને અહિંથી લઈ જવા માટેજ મેં તેમની સાથે લગ્ન કર્યું છે. પણ હવે તો મને તેમની સાથે ખરી મહોબ્બત થઇ ગઇ છે.

ઝોહરા—ભાભી ! તે દિવસે તો તમારી વાત ઉપરથી એમ જણાતું હતું કે માત્ર બે ત્રણ દિવસમાંજ આપણે અહિંથી જવાનું થશે. અને તેથીજ મને બાળપણાથી વસાવેલા ઘર, તેમજ મારા વ્હાલા ભાઇનો ત્યાગ કરવાને માટે દિલગીરી થતી હતી. અને મારી ઉદાસીનું કારણ પણ તેજ હતું.

હલાવા—હા ! પહેલા મારો તેવો વિચાર હતો. પણ હવે તે બદલાઈ ગયો છે. હવે તો છ સાત મહિના પહેલાં હું અહિંથી જવા ઇચ્છતી નથી.

ઝોહરા—ભાભી ! તમારા આવા પ્રકારના આશ્વાસનથી મારા અંતઃકરણમાં કાંઈક શાંતિ ઉદ્ભવી છે. ઠીક ! હવે છ સાત મહિનામાં ભાઈને જોઈ લઈશું કે તે કેટલા પાણીમાં છે ? [illegible] મારા તરફ કેવો ભાવ ધરાવે છે ?

હલાવા—ઝોહરા ! [illegible] તમારા [illegible] વાત [illegible] હતી માત્ર બે [illegible] દિવસમાંજ [illegible] [illegible] [illegible]
[illegible] અને [illegible] તેને [illegible] [illegible]
[illegible] [illegible] [illegible] [illegible] ફરી [illegible] બંધે
[illegible] [illegible]

ઝોહરા—ભાબી ! કૃપા કરીને તેનો જવાબ તમે [illegible]

હલાવા—હું શું કહું ? તે તો તમારૂં લગ્ન કરવાને એક પગે તૈયાર છે. વારૂ ! પણ તેમણે તમને તે વિષે પ્રથમ કાંઇ પૂછયું હતું, અને તમે લગ્ન કરવાની ના પાડી હતી? તેમણે મને તે વિષે કહેલું. વળી તે તમારા જવાબથી ઘણાજ અપ્રસન્ન થયા છે.

ઝોહરા—હા ! મેં લગ્ન કરવાની સ્પષ્ટ ના પાડી હતી. ના, ન પાડું તો શું કરૂં ? પણ જો તે કારણથી તેમને મારા ઉપર ક્રોધ ઉપ- જ્યો હોય તો કૃપા કરીને તમેજ તેમને સમજાવી લેજો. મારાથી કાંઈ પણ બનશે નહિ. હું તેમનો દુરાગ્રહી સ્વભાવ સારી પેઠે જાણું છું. મને ખાત્રી છે કે તેઓ જે ધારશે તે કરશે.

હલાવા—ઝોહરા ! ગભરાવો નહિ. મેં ગઇ રાત્રે તે બાબતની સઘળી વ્યવસ્થા કરી લીધી છે.

ઝોહરા—ભાભી ! મને ઘણી નવાઈ લાગે છે કે તેમણે તમારો અભિપ્રાય એકાએક કેમ સ્વીકારી લીધો ?

હલાવા—ઝોહરા ! દરેક કાર્ય યુક્તિથીજ થાય છે. અને આ બાબતમાં પણ તેમજ થયું છે. પહેલાં તો મેં તેમની દરેકે દરેક વાતમાં હા કહી. પણ જ્યારે તમને સમજાવવાની વાત આવી, ત્યારે મેં સાફ જવાબ આપ્યો કે તમારી પેઠે બળાત્કારે સમજાવવાનું મારાથી બનશે નહિ. હા ! પણ ધીમે ધીમે સમજાવીશ. પહેલાં તો તેમણે તે વાતનો ઈન્કાર કર્યો. પણ છેવટે માની ગયા. છ સાત મહિના પછી તો તમે અહિં હશોજ નહિ. તો પછી કોનું લગ્ન કરશે; અને કોના ઉપર બળાત્કાર કરશે, એવો વિચાર કરીનેજ મેં તેટલી મુદત માગી છે.

ઝોહરા—ભાભી ! તમે ઠીક યુક્તિ કરી. આજે કેટલાક દિવસ થયાં મારે માટે તમે જે શ્રમ ઉઠાવોછો તે બદલ હું તમારો ઘણો આભાર માનું છું.

આ પ્રમાણે સઘળું નક્કી કરીને તે મેડા ઉપરથી નીચે ઉતરી ગઇ. તેના ગયા પછી હલાવા મનમાંજ કહેવા લાગી કે તે કેવી ભોળી છોકરી છે ? હું તેને ગમે તેટલી ધીરજ રાખવાનું કહેતી પણ તે નજ માનતી. તેની ઉદાસ વૃતિને લીધે સઘળો ભેદ સ્ફોટ થવાની મને ઘણી ચિંતા હતી. ઝિઆદ પણ તેનો મનોભાવ કાંઇક કળી ગયો હતો. હવે મેં એવી યુક્તિ કરી છે કે ઝોહરા કદી પણ ઉદાસ થશે નહિ. મેં તેને જેવું કહ્યું કે છ સાત મહિના સુધી આપણે અહિંથી જવાનું નથી, તેવુંજ તેણે માની લીધું. બસ હવે તેને ભૂલથાપ આપીને જ્યારે જવાનું હશે ત્યારેજ કહીશ. અને જો તે વખતે મારી સાથે આવવાની તે આનાકાની કરશે, તો ઝિઆદને સઘળી બીના કહી દેવાની તેને ધમકી આપીશ. ઝિઆદની અપુર્વ પ્રિતી મારા ઉપર કાંઇ પણ અસર કરી શકશે નહિ. મને તેની કાંઇ પણ દરકાર નથી. હા. પ્રથમ મને તેના ઉપર કાંઇ વ્હાલ હતું. પણ હવે દિન પ્રતી દિન તે નષ્ટ થતું જાય છે. હવે આ કારાગારમાંથી મુક્ત થવામાંજ સાર છે. દેવળમાં જઇને બીજા કોઇને મારો પ્રેમ પાત્ર બનાવીશ. ઝોહરાને પોતાના ભાઇ ઉપર અગાઢ પ્રિતી છે. પણ દેવળમાં ગયા પછી માત્ર બે દિવસમાંજ તે સઘળું ભૂલાવી દઇશ. અને જેવી રીતે દેવળની અન્ય સ્ત્રીઓ સ્વચ્છંદે આનંદમાં કાળ નિર્ગમન કરે છે, તેજ પ્રમાણે તે પણ કરશે. એટલુંજ નહિ, પણ તેના સૌંદર્ય ઉપર દેવળમાં આવનારા ખ્રિસ્તીઓ કુરબાન થઈ જશે.

આ પ્રમાણે તે પોતાના મનમાં વિચાર કરી રહીછે. એટલામાં ઝિઆદ આવી જવાથી તે તેની આગતાસ્વાગતા કરવામાં પ્રવર્ત થઈ.

---

# પરિશિષ્ટ ૧૪ મું.

## દરબાર

ફ્લોરેન્ડાની શોધ કરતાં કરતાં એક મહિનો વીતી ગયો, પણ તેની કાંઈ ભાળ ન લાગી. તેથી નિરાશ થઈને ઝિઆદે તેની શોધ કરવાનું કામ પડતું મૂક્યું. તે બિચારો જાણતો નહતો કે તે જેની શોધ કરી રહ્યો છે તે ફ્લોરેન્ડા તો તેનાજ ઘરમાં અમન ચમન કરી રહી છે. આવી અજ્ઞાનતાને લીધેજ તેની શોધમાં તે આખું શહેર ફરી વળ્યો. આતો એવું થયું " કેડમાં છોકરૂં અને ગામમાં શોધ્યું. "

એક તરફ ઝિઆદની પત્નિ બની રહેલી ફ્લોરેન્ડા અર્થાત નામ ધારી હલાવા પોતાના પતિને દિન પ્રતી દિન વધુ અને વધુ પ્રેમ પાશમાં સપડાવતી હતી. બીજી બાજુએ ઝોહરા પણ હલાવા તરફ વધુ અને વધુ આકર્ષાતી હતી. ખ્રિસ્તી ધર્મનો અંગીકાર કર્યા પછી પ્રાપ્ત થનારી ફરવા હરવાની સ્વતંત્રતાનો વિચાર આવતાં તેને ઘણો આનંદ થતો હતો. પણ સ્વગૃહ અને બંધુ ત્યાગનો વિચાર આવતાં તે શોક સાગરમાં ડુબી જતી હતી.

એક દિવસે વાર્તાલાપ કરતાં કરતાં ઝિઆદે હલાવાને કહ્યું "પ્રાણેશ્વરી ! આજે ઘણા આનંદનો દિવસ છે. આજે ત્રીજા પહોરે શાહી દરબાર ભરાશે. અને તેમાં શહેરના સંભવીત ગૃહસ્થો ભાગ લેશે.

પિતાશ્રી પણ પ્રસંગોપાત તેવા દરબારોમાં જતા હોવાથી તેમના મૃત્યુ પછી તે જગ્યા મને પ્રાપ્ત થઈ છે. તેથી આજે સાંજના ત્રણ વાગે મારે ત્યાં જવું પડશે. ”

હલાવા—પ્રાણનાથ ! ખાસ કરીને આજે દરબાર ભરવાનું શું કારણ છે ? કેમકે દરબાર ભરવો કે ન ભરવો તે રાજકર્તાની મરજીની વાત છે. તેથી તે જ્યારે ઇચ્છે ત્યારે દરબાર ભરી શકે ? તો આજના દરબારમાં વિશેષ શું છે તે પણ કહેશો ?

ઝિઆદ—પ્રિયે ! આજનો દરબાર કાંઇ જેવો તેવો નથી. તેમાં શહેરના અમીર ઉમરાવો ઉપરાંત, દેશ વિદેશના એલચીઓ, ખંડીઆ રાજાઓ, વિદ્વાનો શુરવીર સેનાનીયો, અને જાણીતા ગૃહસ્થો પણ ભાગ લેશે.

હલાવા—પ્રાણનાથ ! હું કહું છું તેનો જવાબ તો આપતા નથી. અને પોતાની ધુનતુંજ કહ્યા જાઓ છો ?

ઝિઆદ—પ્રિયે ! હવે હું ખરા મુદ્દાની વાત કરૂં છું. આજે અમીર અબ્દુર્રહેમાન પોતાના રાજકુમાર મહમદનો પાટવી કુમાર તરીકે અભિષેક કરવાના હોવાથી સઘળા અમીર ઉમરાવો તેને વફાદાર રહેવાની પ્રતિજ્ઞા લેશે. આ ક્રિયા દિવસના ત્રીજા પહોરે કરવામાં આવશે. પરંતુ ત્યાર પછી પણ લોકોને ત્યાંજ રહેવું પડશે. અને તે ક્રિયા થઇ રહ્યા પછી સંધ્યાકાળે લોકોને ભિન્ન ભિન્ન પ્રકારના સ્વાદિષ્ટ ભોજનો જમાડવામાં આવશે. ત્યાર પછી રમત ગમતો ચાલુ કરવામાં આવશે. અને આખી રાત ત્યાં આનંદ આનંદ પ્રવર્તી રહેશે.

હલાવા—પ્રાણનાથ ! હવે દરબારનું કારણ મારા સમજવામાં

આવ્યું. શું આપ પણ ત્યાં જવાના છો? અને જશો તો કયારે જશો તે કૃપા કરીને નિવેદન કરો.

ઝિઆદ—દિવસના બીજા પહોરે.

હલાવા—અને પાછા કયારે આવશો ?

ઝિઆદ—આજ રાત્રે તો હું ઘેર આવી શકીશ નહિ. પણ આવતી કાલે પ્રભાતે આવીશ.

હલાવા—તો શું આખી રાત મારે એકલા રહેવું પડશે? મધ્ય રાત્રે પણ ત્યાંથી પાછા આવવાનું નહિ બને? તમારે એવું તે શું કામ છે કે આખી રાત ત્યાં રોકાશો ? જો ચાલ્યા આવો તો પણ આવા એક મોટા મેળાવડામાં કોને ખબર પડવાની હતી કે કોણ રહ્યું અને કોણ ગયું ?

ઝિઆદ—પ્રિયે ! તું કેવી અર્થ વિનાની વાત કરે છે ? રાજ-કર્તાની આજ્ઞા વિના દરબારમાંથી આવી શકાય ખરૂં કે ?

હલાવા—પ્રાણનાથ ! તમારા વિના હું આખી રાત એકલી રહી શકીશ નહિ. અને તમારી ગેરહાજરીમાં મારે આખી રાત જા-ગ્રતાવસ્થામાંજ કાઢવી પડશે. માટે બની શકે તો વ્હેલા આવજો.

ઝિઆદ—પ્રિયે ! જો કદાચ આજની રાત એકલા રહેવું પડે તો પણ શી ચિંતા છે ? એક રાત જાગરણ કરો તો કાંઈ વાંધો છે? જો તમને ભય લાગતો હોય તો ઝોહરા અને દાસીને તમારી પાસે સુવાડજો. અને ઉંઘ ન આવે તો તેમની સાથે વાતચીત કરજો.

હલાવા—પ્રાણનાથ ! હું તો ગમે તેમ કરીને આજની રાત એકલીજ વિતાડીશ. પણ તમે તો પ્રભાત પહેલાં નહિજ આવોને ?

ઝિઆદ—તે કેમ બની શકે ? તેમ છતાં જો બનશે તો પ્રભાત થતા પહેલા આવવાનો પ્રયત્ન કરીશ.

આટલી વાતચીત થઇ રહ્યા પછી શુશોભીત વસ્ત્રો પરિધાન કરીને ઝિઆદે દરબારમાં જવાની તૈયારી કરી. અને જતી વખતે પોતાના અનુચર જમાલને પણ સાથે લીધો. જ્યારે તે દરબારમાં ગયો ત્યારે દરબાર ભરાયો ન હતો, પણ લોકો ધીમે ધીમે આવતા હતા. કાઝી મહમદ ઝીઆ એક ભપકાદાર ઓરડામાં બેઠા હતા. ઝિઆદ પણ તેમની પાસે જઇને બેઠો. એટલે કાઝીસાહેબે તેને ઘટિત શબ્દોમાં આવકાર આપ્યો. અને કહ્યું "ઝિઆદ ! તમે જે સ્ત્રીની શોધ કરી રહ્યા છો તેની ભાળ લાગી કે નહિ. ?"

ઝિઆદ—કાઝી સાહેબ ! હું તો શોધ કરી કરીને થાક્યો. પરંતુ તેનો કાંઇ પત્તો ન લાગ્યો. તેથી છેવટે નિરાશ થઇને મેં શોધ ખોળ કરવાનું કામ પડતું મૂક્યું.

કાઝી—ઝિઆદ ! કદાચ કોઇ માણસે તે વિષે તમને ખોટા સમાચાર આપ્યા હશે ! અથવા કદાચ ખ્રિસ્તીઓએ પોતાના ઉક્ત કાર્યનો આરંભ કર્યો નહિ હોય એ પણ સંભવિત છે. પણ વારૂ ! તમારી ભગિની ઝોહરાના શા સમાચાર છે ? કેમકે તેના વિષે મને નિરંતર ચિંતા થયા કરે છે.

ઝિઆદ—તેની સ્થિતિ પહેલાંના જેવીજ છે. પણ મને હવે તેના ઉપર કાંઇક વિશ્વાસ બેઠો છે. જગતકર્તાની કૃપાથી મને અતિ શુશીળ અને સદગુણશાળી પત્નિ પ્રાપ્ત થઇ છે. તેથી મને આશા છે કે તે ઝોહરાને પણ સુધારશે.

કાઝી—ઝિઆદ ! તમારા મુખે આ સમાચાર સાંભળીને મને

ઘણો આનંદ થયો. આજ સુધી અમે સર્વે તમારીજ ચિંતા કરતા હતા. અને ગઈ કાલે નામદાર અમીર પણ તમારા વિષે પૂછતા હતા.

ઝિઆદ—કાઝી સાહેબ ! નામદાર અમીરને આ વાતથી ખબર કેમ પડી ?

કાઝી—નામદાર અમીરતો તે વિષે પહેલાંથીજ માહીતગાર છે. તમારા મિત્ર શાહબુદીને તેમને તે સમાચાર કહ્યા હતા. તેથી તે નામદાર મને તત્સંબંધે વારંવાર પ્રશ્ન પૂછતા હતા. પરમ દિવસે પણ તેમણે તે વિષે મને પ્રશ્ન પૂછ્યો હતો. તે વખતે મેં એવો જવાબ આપ્યો કે હાલમાં તો તે છોકરી પોતાના ઘરમાંજ છે. પણ ખ્રિસ્તીઓ તેને નસાડી જવાનો પ્રયત્ન કરી રહ્યા છે. આ વાત સાંભળીને તેમણે મને તે લોકોની શોધ કરવાની આજ્ઞા કરી. મારો કહેવાનો ભાવાર્થ એટલો જ છે કે જેટલી ચિંતા તમને તમારા ભગિની માટે છે, તેટલીજ, બલકે તેથી પણ વધુ ચિંતા નામદાર અમીરને તેને માટે છે.

ઝિઆદ—અલબત ! નામદાર અમીર મારા માટે ઘણી કાળજી રાખે છે. મહાન વિભુતી તેમને તેમના પરોપકારોનો બદલો આપે, એવી મારી જગતનિયંતા પરત્વે અભ્યર્થના છે.

કાઝી—અલબત ! નામદાર અમીર સાહેબ ઘણા સુજ્ઞ અને પરોપકારી માણસ છે. ખુદા કરેને પાટવી કુમાર મહમદ પણ પોતાના પિતા જેવા નિવડે. આપણે તેને માટે જગતકર્તા પાસે યાચના કરવી જોઇએ.

આ પ્રમાણે તેઓ વાત ચીત કરી રહ્યા છે, એટલામાં દરબાર ભરાવાની તૈયારી થઈ. સેનાનીયો પોતપોતાની જગ્યાએ હારબંધ ગોઠ-

વાઈ ગયા. અને અમીર ઉમરાવોએ પણ પોતપોતાનું આસન લીધું. એટલે કાઝી, મહમદ ઝીઆ પાઘડી પહેરીને ઝિઆદની સાથે દરબારગૃહમાં આવ્યા. અમીર અબ્દુર્રહેમાને કોરડોવા શહેરમાં બે નવા મહેલો બંધાવ્યા હતા. તેમાંના એકમાં દરબારે ખાસ, અને બીજામાં દરબારે આમ ભરવામાં આવતું હતું. આજે દરબારે આમ ભરવામાં આવ્યું હતું. દરબારગૃહમાં ઉભય બાજુએ સૈનિકો શસ્ત્ર કટિબદ્ધ થઈને ઉભા હતા. તેથી આવનારાઓને તે બન્ને હારોની મધ્યમાંથી જવું પડતું હતું. આ સેના પાટનગર કોરડોવામાંજ ન રહેતાં, ફ્રાંસ અને ગેલેસીયાના પહાડી દુર્ગોનું રક્ષણ કરવા માટે ત્યાંજ રહેતી હતી. પરંતુ આજે દરબાર જેવા ખાસ પ્રસંગે નામદાર અમીરની આજ્ઞાથી તે પોતાના સેનાધ્યક્ષો સહિત રાજનગરમાં આવી હતી. આ સેનાએ એક સમગે આખા યુરોપખંડને ધ્રુજાવ્યું હતું. અને તેમાંનો દરેક સૈનિક સો માણસો સાથે બાથ ભીડવાની હિમ્મત ધરાવતો હતો. આ સેનાની પાછળ બોડીગાર્ડોની સેના ઉભેલી હતી કે જેમાં મોટા ભાગે શુરવીર હબશીઓજ હતા. અને તેમની કુલ સંખ્યા ૫૦૦૦ જેટલી હતી. પરંતુ દરબાર પ્રસંગે તેમાં ૧૦૦૦ માણસોનો વધારો કરવામાં આવ્યો હતો. આ સૈનિકોએ શ્વેત વસ્ત્રો ધારણ કર્યાં હતા, કે જે તેમના શ્યામ શરીર ઉપર ભાગ્યેજ શોભતા હતા. તેઓ અદબ કરીને ઉઘાડી તલવારે ઉભા હતા.

દરબાર ગૃહમાં એક બાજુએ એક સુંદર સિંહાસન મૂક્યું હતું, અને આસપાસ બીજા પણ સુંદર આસનો ગોઠવ્યા હતા. દરેક આસન આગળ એક એક નાની લેખન–પીઠિકા મૂકી હતી. જેના ઉપર ગુલાબજળ અને અન્ય સુગંધીત વસ્તુઓના શુશોભીત પાત્રો મૂકેલા હતા

તેથી સુગંધીથી દરબારગૃહ મ્હેક મ્હેક થઇ રહ્યું હતું. ઉકત દરબાર ગૃહમાં સો થાંભલાઓ હતા કે જે ચાંદીથી મઢી લેવામાં આવ્યા હતા ભોંયતળીએ સુંદર ઇરાની ગાલીચા પાથર્યા હતા. અને ઉપરના ભાગમાં છત બાંધીને ઝુમ્મરો લટકાવ્યા હતા. દરબારગૃહની ભીંતો શુશોભીત રંગથી રંગીને સુંદર ચિત્રોથી શણગારી હતી. ટુંકમાં તે દિવસે દરબાર ગૃહ સુંદર રીતે શણગારવામાં આવ્યું હતું. અમીર ઉમરાવો પોત પોતાના આસન ઉપર બેસી વાર્તાલાપ કરી રહ્યા હતા. તેમની વાતોના તડાકા અડધો કલાક ચાલ્યા હશે એટલામાં ચોબદારોએ "નેકી" પોકારી. એટલે દરબારીઓ સાવચેત થઇને પોતાના આસન ઉપરથી ઉભા થયા. નામદાર અમીરે દરબાર ગૃહમાં પગ મૂકતાંજ; ચોબદારોએ વધુ જોરથી "નેકી" પોકારી તેથી દરબારગૃહમાં એક પ્રકારનો ગણગણાટ થઈ રહ્યો. નામદાર અમીરે પોતાના આસન ઉપર બેઠક લીધા પછી, અમીર ઉમરાવો અને બીજા દરબારીઓ પોતપોતાના આસન ઉપર બેસી ગયા. એટલે ખંડીઆ રાજાઓએ નજરાણું મૂકયું. શાએરો ના. અમીરના ગુણ ગાનારા અશ આર કહેવા લાગ્યા. આ સઘળું કાર્ય થઈ રહ્યા પછી નામદાર અમીરે દરબારીઓને સંબોધીને કહ્યું "મારા વ્હાલા દરબારીઓ! આજે આ દરબાર શા માટે ભરવામાં આવ્યો છે; તે વિષે તમે સર્વે માહીતગાર હોવાથી હું વધુ વિવેચન કરવા ઇચ્છતો નથી. પરંતુ એટલું તો મારે કહેવુંજ જોઇએ કે હવે મને મારા આયુષ્યનો યતકિંચિત પણ વિશ્વાસ નથી. મારો અમર આત્મા આ ક્ષણભંગુર દેહનો ત્યાગ કરીને જગત કર્તાના દરબારમાં કયારે ચાલ્યો જશે તે હું જાણતો નથી. તેથી "ચેતતો નર સદા સુખી" એ મહાન સુત્રાનુસાર મારે પણ રાજ્ય રક્ષણની વ્યવસ્થા મારા મૃત્યુ આગમચ કરી લેવી જોઇએ. અને ઉકત કાર્યમાં તમારી સલાહ લેવા માટેજ મેં તમને અત્રે બોલાવ્યા છે."

નામદાર અમીરના મુખે આવા શબ્દો સાંભળીને સઘળા દરબારીઓ એક અવાજે બોલી ઉઠ્યા " જગતકર્તા નામદાર અમીરને ચિરાયુ કરે. " દરબારીઓને જવાબ આપતાં નામદાર અમીરે કહ્યું " નહિ ! હવે મારા જીંદગીના આ છલ્લા દિવસો છે. તેથી જો મારાથી અત્યાર સુધીમાં કાંઇ અપરાધો થયા હોય તો તે ક્ષમા થવાની હું તમારા સર્વેની પાસે યાચના કરૂંછું. બનતા સુધી તો મેં કોઇના ઉપર બળાત્કાર કરવાનો પ્રયત્ન આજ સુધી કર્યો નથી. પરંતુ " મનુષ્ય માત્ર ભૂલને પાત્ર છે. " તેમ મારાથી પણ કાંઇ ભૂલ થઇ હોય તો તે સર્વથા અસંભવીત નથી. "

ઉપરોક્ત વાક્યો સાંભળીને સર્વે દરબારીઓ એક સાદે બોલ ઉઠ્યા " નામદાર અમીરે આજે સુધી અમારા ઉપર કાંઇ પણ જુલમ કર્યો નથી. "

અમીર અબદુલ રહેમાન—તમારા આવા ઉદગારો, અને તમારી આવી શુભ લાગણી માટે હું તમારો આભાર માનું છે. અને મને આવા ઉત્તમ દરબારીઓ મળ્યા તેને માટે જગતકર્તાનો પણ આભાર માનું છું. મારા પ્રિય દરબારીઓ ! આજથી હું મારા શાહજાદા મહમદનો પાટવીકુમાર પદ ઉપર અભિષેક કરૂં છું. મને આશા છે કે આજ સુધી તમે જેવી રીતે મારી સાથે વફાદારીથી વર્ત્યા છો તેવી રીતે તેની સાથે પણ વર્તશો. અને તે પણ મારે પગલે ચાલીને સર્વેને એક સરખો ન્યાય આપશે. કહો હવે આ બાબતમાં તમારી શી સલાહ છે. ? "

દરબારીઓ—અમે આપ નામદારની આજ્ઞા માથે ચઢાવી શાહજાદા મહમદ પરત્વે વફાદાર રહેવાની પ્રતિજ્ઞા લઇએ છીએ.

આ વાક્ય સાંભળ્યા પછી નામદાર અમીરે શાહજાદાને તેના આસન ઉપરથી ઉઠાડી, તેના માટે મુકરર કરેલા ખાસ આસન ઉપર બેસાડયો. શાહજાદાએ પોતાના નવિન આસન ઉપર બેઠક લેતાંજ તેને દરબારીઓએ “ દિર્ધાયુ ” ના આશીર્વાદોથી વધાવી લઇ દરબારગૃહ ગજાવી મૂક્યું. ત્યાર પછી શાહજાદા આગળ નજરાણું મૂકવાના કાર્યનો આરંભ થયો. પ્રથમ વિદ્વાનોએ નજરાણું મૂકી રાજ ભક્ત રહેવાના શપથ લીધા. પછી અમીર ઉમરાવો અને સેનાધ્યક્ષોએ નજરાણું મૂકી, તેવીજ રીતે પ્રતિના લીધી. ત્યાર પછી શાએરોએ પાટવી કુમારના વખાણ દર્શાવનારા કવિત કહી સંભળાવ્યા.

આ સઘળું કામ થઇ રહ્યા પછી નામદાર અમીરે પોતાના આસન ઉપરથી ઉભા થઇને સર્વનો ઉપકાર માન્યો. અને પછી શાહજાદાને પોતાની સાથે લઇ રંગ મહેલમા ચાલ્યા ગયા. એટલે સર્વે દરબારીઓ પણ દરબારગૃહનો ત્યાગ કરીને પોત પોતાને રસ્તે પડયા. એટલે એકવાર પૂન ઉક્ત દરબારગૃહ નિશબ્દ અને નિર્જન બની રહ્યું.

પહોર રાત જતા સઘળા દરબારીઓ ભોજનશાળામાં હાજર થયા. એટલે તેમની અભિરૂચિ સ્વાદિષ્ટ ભોજનોથી પરિતૃપ્ત કરવામાં આવી ત્યાર પછી સઘળા દરબારીઓને તેમની યોગ્યતા અનુસાર પારિતોષકો આપવામાં આવ્યા. અને તે કાર્ય સંપુર્ણ થયા પછી જશનનો આરંભ થયો; કે જે આખીરાત પ્રયંત ચાલુ રહ્યો. તેમાં ભિન્ન ભિન્ન પ્રકારની રમતો ગમતો અને તમાશાઓ કરાવીને લોકોના મન રંજન કરવામાં આવ્યાં. જેવી રીતે રાજમહેલમાં આનંદોત્સવ થઇ રહ્યો હતો, તેવીજ [illegible] નગરમાં પણ આનંદ આનંદ પ્રવર્તી રહ્યો હતો [illegible] રોશની કરવામાં આવી હતી, અને [illegible]

ફોડવામાં આવતું હતું. લોકોના ટોળે ટોળાં તમાશો જોવાને માટે તે સ્થળે એકઠા થયા હતા. રાજમહેલને પણ અસંખ્ય દીપીકાઓથી શણગાર્યો હતો.

આપણો પરિચિત ઝિઆદ પણ આ સમયે આનંદમાં નિમગ્ન બનેલો જણાતો હતો. તેણે આખી રાત અમીર ઉમરાવો અને વિદ્વાનોના સત્સંગમાં વિતાડી. અને પ્રભાતની પ્રાર્થના કર્યા પછી પોતાને ઘેર આવ્યો. આખી રાતના જાગરણને લીધે તેના ચક્ષુઓ ઘેરાયલા હતા. હાથ પગમાં વેદના થતી હતી. અને રાત્રે જમ્યા પછી એકજ સ્થળે બેસી રહેવાથી અપચો થઈ ખાટા ઓડકાર આવતા હતા. તેથી ઘરમાં આવ્યા પછી તરતજ પર્યંક ઉપર પડીને તે નિદ્રાવશ થયો.



# પરિશિષ્ટ ૧૫ મું.

## ઝોહરાનું હરણ

સવારે નિદ્રામાંથી જાગ્રત થતાંજ ઝિઆદે જોયું તો ઘરના બારણા ઉઘાડાં હતાં. પ્રથમ તો તેણે એવું અનુમાન કર્યું કે કદાચ રાત્રે ચોર લોકો આવ્યા હશે. એવા વિચારથી તે ઘણોજ દિલગીર થયો. અને ઘરમાં શું બન્યું છે તે વિષે તપાસ કરવાની ઇચ્છાથી મેડા ઉપર ગયો. ત્યાં જઇને જુએ છે તો ઓરડો ખાલી. ત્યાં તેણે નતો ફ્લોરેન્ડાને જોઈ, કે નતો ઝોહરાને જોઈ. તેથી ગભરાઇને સત્વર મેડા ઉપરથી નીચે ઉતરી પડયો. અને ફ્લોરેન્ડાની દાશી હમીદાની શોધ કરવા લાગ્યો. પરંતુ તેનો પણ પત્તો ન લાગ્યો. જ્યારે હમીદા પણ ફ્લોરેન્ડા સાથે પલાયન થઇ ગઇ હતી, ત્યારે તેનો પત્તો ઘરમાંથી તે કેમ લાગે ? રસોડામાં જઈને જુએ છે તો મરિયમ ગાઢ નિદ્રામાં સુતેલી છે. તેને જગાડવા માટે ઝિઆદે મોટેથી બુમો પાડી; પણ તે જાગ્રત થઈ નહિ. તેથી ત્યાંથી નિરાશ થઇને પોતાની ભગિની ઝોહરાના ઓરડામાં ગયો. અને જોયું તો ઝોહરા પણ ત્યાં ન મળે. તેણે આખા ઘરમાં શોધખોળ કરી. પણ હલાલા, હમીદા, અને ઝોહરા એ ત્રણમાંથી કોઇની પણ ભાળ ન લાગી. જ્યારે તેણે ઝોહરાને તેના ઓરડામાં ન જોઇ; ત્યારે તેનું અંતકરણ ચિંતાથી ધડકવા લાગ્યું.

સઘળે તપાસ કરીને પાછો રસોડામાં ગયો. અને ક્રોધપુર્વક

મરિઅમને જગાડવા લાગ્યો. પરંતુ જ્યારે તેની કાંઇ પણ અસર ન થઈ; ત્યારે તેનું શરીર ઢંઢોળવા લાગ્યો. તો પણ તે જાગ્રત થઇ નહિ. તેથી તત્સંબંધે વધુ તપાસ કરવાની ઇચ્છાથી ઝિઆદે તેના મુખ સામે જોયું તો તે મૂર્છિત થએલી જણાઈ. એટલે તેને શુદ્ધિમાં લાવવા માટે ઝિઆદે તેના મ્હોં ઉપર પાણી છાંટયું, અને બીજા અનેક પ્રયત્ન કર્યા. એટલે થોડીવાર પછી તેણે શુદ્ધિમાં આવીને આંખ ઉઘાડી. આંખ ઉઘાડતાંજ તે ઝિઆદને જોઈને ગભરાઇ ગઇ, અને મૂર્છા આવવાથી જમીન ઉપર પડી ગઈ. તેની આવી સ્થિતિ જોઇને ઝિઆદે તેને સંબોધીને કહ્યું "મરિયમ! આજે તને શું થઇ ગયું છે?" મરિઅમે ધીમે સાદે અને અચકાતાં અચકાતાં જવાબ આપ્યો. "શેઠ સાહેબ! મારૂં માથું ચઢયું છે, અને ચક્કર આવે છે."

ઝિઆદ—મરિઅમ! તને આ પ્રમાણે ક્યારથી થયું છે? અને તેમ થવાનું શું કારણ છે?

મરિઅમ—ક્યારથી થયું તે તો હું જાણતી નથી. પણ ઉંઘમાંથી જાગ્રત થતાં હમણાજ મને વેદના જણાઈ. તે પહેલાં શું બન્યું તેની મને ખબર નથી.

ઝિઆદ—મરિયમ! ઘરના સઘળા માણસો ક્યાં ગયા?

મરિયમ—તેઓ પોતપોતાના ઓરડામાં હશે. કોણ જાણે આજે મને શું થઇ ગયું કે સંધ્યાકાળથીજ નિદ્રા આવી ગઇ? અને રાત્રે એક પણ વખતે આંખ ઉઘાડી નહિ. હમણા આપે આવીને મને જગાડી ત્યારેજ જાગ્રત થઇ, નહિ તો હમણા પણ સુઇ રહેત.

ઝિઆદ—મરિયમ! ઘરમાં તો મેં સઘળે સ્થળે શોધ કરી,

પણ તેમનો કાંઈ પત્તો લાગ્યો નહિ. કોણ જાણે તેઓ કયાં ચાલ્યા ગયા ? સવારમાં ઘરના બારણા પણ ઉઘાડા હતા.

મરિયમ—શેઠ ! હું પ્રતિજ્ઞાપુર્વક કહું છું કે તે વિષે હું કાંઈ પણ જાણુતી નથી. જ્યારે હું તેમને સઘળાને જમાડી રહી; ત્યારે શેઠાણીએ મને મેડા ઉપર બોલાવી. હું ઉપર ગઈ તે વખતે તેઓ શરબત પીતા હતા. તેથી મેં તેમને કહ્યું કે બાઈ સાહેબ ! ખાધા પછી શરબત પીવું ન જોઇએ. કેમકે તે નુકશાનકારક છે. એટલે તેમણે જવાબ આપ્યો. " આ શરબત ઘણા ઉંચા પ્રકારનો અને ગુણ દાયક છે, તેથી તે કાંઇ પણ નુકશાન કરશે નહિ. " આ પ્રમાણે કહીને તેણે એક ગલાશ હમીદાને અને એક મને આપ્યો. મને તો શરબત ઘણું તિખું લાગ્યું. અને જ્યારે હું મેડા ઉપરથી નીચે આવી ત્યારે મારૂં માથું ફરવા લાગ્યું. તેથી લાચાર થઇને સુઇ રહી અને હમણા આપના પરિશ્રમથી જાગ્રત થઈ. આવા કારણને લીધે રાત્રે ઘરમાં શું બન્યું તે વિષે હું કાંઇ પણ જાણુતી નથી.

મરિયમની કર્મકથા જાણ્યા પછી તેને ત્યાંજ પડતી મુકીને ઝિઆદ મેડા ઉપર ગયો. અને પોતાના ઓરડામાં જઇને અશ્રુપાત કરવા લાગ્યો. તેણે ઘણીવાર સુધી રડયા કર્યું. પણ કાંઈ વિચાર આવતાં તે પ્રયંકના ઓશીકા પાસે ગયો. અને ત્યાં જઇને જુએ છે તો એક કાગળ ઓશીકા નીચે પડેલો તેને મળી આવ્યો. એટલે આશ્ચર્ય પામીને તેણે કાગળ ઉપાડી લીધો. અને તેને વાંચવા લાગ્યો. કોણ જાણે તેમાં એવું શું લખ્યું હતું કે વાંચતાં વાંચતાં તેના મુખ ઉપર મલિનતા છવાઇ ગઈ.

કાગળ વાંચતાંજ તેને એટલો તો ક્રોધ ચઢયો કે પહેલાં તો તેણે

તેને ફાડી નાખવાની ઇચ્છા કરી. પણ પાછો કાંઇ વિચાર આવતાં તેમાં લખેલી હકીકત ફરી વાંચવા લાગ્યો. કાગળમાં આ પ્રમાણે લખેલું હતું "ઝિઆદ! તું ખરેખર એક મુર્ખ માણસ છે. તેં ફ્લોરેન્ડા માટે મહિનાઓ સુધી શોધ કરી, પણ એટલું ન જાણી શક્યો કે તે તારા ઘરમાંજ છે. મેં તારા ઉપર મારી કપટ જાળ પાથરી હતી. હવે સાંભળ, અને પોતાના હતભાગ્ય ઉપર વિલાપ કર. હલાવા નામધારી જે યુવતી તને પરણી હતી તેજ હું ફ્લોરેન્ડા. જે કાર્યની સાધનાર્થે હું ત્યાં આવી હતી, તે મેં યુક્તિ પ્રયુક્તિથી પાર પાડયું છે. હું કાંઇ તારી પત્નિ બનીને ઘરમાં ગોંધાઇ રહેવા માટે આવી ન હતી, પણ ખ્રિસ્તી ધર્મ પરત્વે આકર્ષાયલી ફ્લોરાનું હરણ કરવા માટેજ આવી હતી. જ્યાં સુધી તે તારા ઘરમાં હતી, ત્યાં સુધી ઝોહરાના નામથી ઓળખાતી હતી. પણ હવે તે સદાને માટે ફ્લોરાના નામથી ઓળખાશે. હવે તું તેને પુન મળવાની અભિલાષા રાખીશ નહિ. અને રાખીશ તો તે મિથ્યા છે."

લી. તારી એક વખતની પત્નિ.

" ફ્લોરેન્ડા ઉર્ફે હલાવા "

કાગળમાં લખેલી સઘળી હકીકત જાણીને ઝિઆદના હોશ કોશ ઉડી ગયા. તેને કાંઈ પણ ઉપાય સુઝતો ન હતો. તેના નેત્રોમાંથી ટપકતા અશ્રુબિંદુઓ પણ સુકાઈ ગયા હતા. અને મુખમુદ્રા રક્ત થઇ ગઇ હતી. ટુંકમાં તે અર્ધ ગાંડા જેવો થઈ ગયો હતો. ખ્રિસ્તીઓ ઉપર વૈર લેવાના જે જે ઉપાયો તે નિજ ભગિની ઝોહરાને કહી સંભળાવતો હતો તે સઘળું, હમણા તે ભૂલી ગયો હતો. તેથી ખ્રિસ્તીઓ ઉપર વૈર લેવાની તે કોઇ નવિન યુક્તિ શોધવા લાગ્યો. આ પ્રમાણે

તે વિચાર કરે છે; તેટલામાં તેની દૃષ્ટિ પ્રયંક પાસેના ખુણામાં પડેલી પોતાની તલવાર ઉપર પડી. એટલે એક ભયાનક વિચારે તેના અંતઃકરણમાં પ્રવેશ કર્યો. તેથી ઉશ્કેરાઈ જઈને તે પલંગ ઉપરથી ઉઠ્યો, અને તલવાર હાથમાં લઈ આત્મઘાત કરવાનો પ્રયત્ન કરવા લાગ્યો. અને જેવો તેને પોતાની ગરદન ઉપર ફેરવવા જાય છે કે તરતજ જાણે આકાશવાણી થઈ હોય તેવો સાદ સંભળાયો " ખબરદાર ! આત્મઘાત કરીશ નહિ. કેમકે તે એક પાપકર્મ છે. " આ સાદ સાંભળીને તેણે ગરદન પાસેથી તલવાર દુર ખસેડી. અને અવાજ ક્યાંથી આવ્યો. તેની તપાસ કરવા લાગ્યો. પણ ત્યાં કોઈ જણાયું નહિ તેથી તેણે અનુમાન કર્યું કે વખતે તે મારા અંતકરણની ભ્રમણા હશે. ગમે તેમ હોય પણ મારૂં અંતકરણ આત્મઘાત કરવાની નાપાડે છે. ત્યારે હવે મારે કરવું શું ? બસ એજ કે મારી ભગિનીનું હરણ કરાવનાર ખ્રિસ્તીઓ ઉપર વૈર લેવું.

આ પ્રમાણે વિચાર કરીને ખ્રિસ્તીઓ ઉપર વૈર લેવાના ઇરાદાથી તે ક્રોધાવેશમાં મેડા ઉપરથી નીચે ઉતર્યો. તેના પગનો ધબકાર સાંભળીને મરિઅમ ત્યાં દોડી આવી. અને તેને ક્રોધાવેશમાં જોઈ ભયભીત બનીને ભીંતને અઢેલીને બેસી ગઈ. પોતાના શેઠના હાથમાં ઉઘાડી તલવાર જોઈને તેના હોશ ઉડી ગયા. અને તેથી ભય પામીને તે કાંઈ પણ બોલી શકી નહિ. પણ એક વફાદાર દાસી તરીકે પોતાના પુત્ર સમાન ઝિઆદને તે તેવી સ્થિતિમાં જોઈ શકી નહિ. તેથી પોતાના પ્રાણનો કાંઈ પણ ભય ન રાખતાં તે એકદમ ગભરાઈને બોલી ઉઠી. " શેઠ સાહેબ ! આવા ક્રોધાવેશમાં તમે ક્યાં જાઓ છો, અને કોના ઉપર વૈર લેવાનું ધાર્યું છે, તે કૃપા કરીને મને કહો ? "

ઝિઆદ—મરિઅમ ! હું પ્રાણાર્પણ કરવા જાઉંછું. ખ્રિસ્તીઓને

તેમના અપકૃત્ય બદલ મારીશ અને હું પણ મરીશ. પણ પાછો નહિ ફરીશ. હવે તું મને જીવતો જોઇ શકીશ નહિ. આજથી હું તને દાસત્વમાંથી મુક્ત કરૂં છું. હવે આ ઘરબાર સઘળું તારૂં છે.

પોતાના શેઠના મુખે આવા શબ્દો સાંભળીને મરીઅમ તો આભીજ બની ગઈ અને શું કરવું તેની કાંઇ પણ સમજ નહિ પડવાથી, તે એકદમ દોડીને ઝિઆદને ભેટી પડી. અને તેને વિનવી વિનવીને કહેવા લાગી. "ઓ મારા શેઠ! જો તમે મરવાનુંજ આદર્યું હોય તો પહેલાં મને મારીને જાઓ. કેમકે તમારા વિના હું એકલી મારો કાળ નિર્ગમન કરી શકીશ નહિ, મારો જીવ તમારા ઉપરથી કુરબાન છે. મેં ઘણા વરસ સુધી તમારૂં લુણ ખાધું છે. માટે તેનો બદલો મારે વાળી આપવો જોઇએ."

ઝિઆદ—મરિયમ! ખુદાને ખાતર મને અહિંથી જવાદે. તારી વફાદારીનો મને સંપૂર્ણ વિશ્વાસ છે. હું તારી પાસેથી માત્ર એટલુંજ ઇચ્છું છું કે જો અત્યાર સુધી મેં તને કાંઇ અપશબ્દો કહ્યા હોય તો તે માટે મને ક્ષમા કરજે. બસ સમજી લે કે આજે મારા આયુષ્યનો છેલ્લો દિવસ છે.

આ પ્રમાણે બોલીને તેણે પુષ્કળ રૂદન કર્યું. તેના ગાલ ઉપરથી અશ્રુબિંદુઓ ટપકવા લાગ્યા. રડતાં રડતાં થાકી જઇને તે જમીન ઉપર બેશી ગયો. અને તેની જીભ બંધ થઈ ગઈ.

પોતાના શેઠની આવી સ્થિતિ જોઇને મરિઅમ પણ રડવા લાગી. પરંતુ રડવાથી કાંઈ વળે તેમ ન હતું. ઝિઆદને આશ્વાસન આપી, સમજાવી પટાવીને ઘરમાં રાખવાની અગત્ય હતી. અને તદનુસાર મરિઅમ આશ્વાસનસૂચક શબ્દોથી પોતાના શેઠનું સાંત્વન કરવા લાગી.

થોડીવાર સુધી આમ તેમની વાતો કર્યા પછી અસલ મુદ્દા ઉપર આવીને તેણે કહ્યું "શેઠ ! શા કારણથી આપ આવું હદ વિનાનું કલ્પાંત કરો છો ?"

ઝિઆદ—મરિઅમ ! તારી શેઠાણી હલાવા મારી સાથે કપટ કરીને ચાલી ગઇ. અને સાથે ઝોહરાને પણ લેતી ગઇ. હલાવા કાંઇ મુસલમાન ન હતી. પણ ઝોહરાનું હરણ કરવા માટે ખ્રિસ્તીઓએ મોકલેલી ફ્લોરેન્ડા નામક એક ખ્રિસ્તી અબળા હતી. હવે જો તે મને મળી જાય તો હું તેને તેના ઉક્ત અપકૃત્ય બદલ ભારે શિક્ષા કરૂં.

મરિઅમ—શેઠ ! આપને કદાચ તેવો વ્હેમ હશે. પણ હું તે વાત માનતી નથી. વખતે તેઓ કોઇને મળવા પણ ગયા. હોય અને જો તેમજ થયું હોય તો તેઓ પોતાની મેળે શ્ચેર આવી જશે. શોધ કરવાની કાંઇ અગત્ય નથી.

ઝિઆદ—મરિઅમ ! તારી અવસ્થા થઇ, પણ હજી તારામાં બુદ્ધિ ન આવી. ખરેખર તું ઘણી ભોળી છે. અને તેથી બધાને તેવાજ સમજે છે. પણ યાદ રાખ કે દુનિઆમાં સઘળા માણસો તારા જેવા ભોળા હોતા નથી. તેમાંના ઘણા ખરા કપટી અને ફરેબી હોય છે. હલાવા પણ એક કપટી અબળા હતી. તે છળ કરીને મને છેતરી ગઇ. વિના કાતરે વેતરી ગઇ. હાય ! તેની કપટ ભરી વાણી હું કળી શક્યો નહિ. અને તેની કપટ જાળમાં ફસાયો ખચિત, મરિઅમ ! હું ઝોહરા વિના મારૂં જીવન વ્યતિત કરી શકીશ નહિ. બસ ખ્રિસ્તી-ઓને મારીશ અને હું પણ મરીશ. મારી સઘળી મિલ્કત તને સોંપું છું આજથી તું તેની માલિક છે.

મરિઅમ—શું હલાવા ખ્રિસ્તી હતી ? ખચિત તેણે દગો કર્યો !

જ્યારે દુનિઆમાં આવા બનાવો બને છે ત્યારે લોકો અરસ્પરસનો વિશ્વાસ કેમ રાખી શકે ?

ઝિઆદ—ખચિત નજ રાખી શકે. હું હલાવા જેવી એક અપરિચિત યુવતી ઉપર વિશ્વાસ રાખીને મુર્ખ બન્યો. હાય ! તે કેવું કપટ કરીને અહિં આવી. મારી સાથે લગ્ન કર્યું, મારો વિશ્વાસ પ્રાપ્ત કર્યો. અને છેવટે દગો કરીને પોતાનું કામ કરી ગઇ. મને માત્ર ઝોહરાના પલાયન થવાનોજ શોક નથી. પણ મારી સાથે જે કપટ કરવામાં આવ્યું છે તેનો પણ શોક છે. હવે હું આ સંસારમાં ઘણા દિવસ કાઢવાનો નથી.

મરિઅમ—આપનો શોક યથાર્થ છે. પરંતુ માણસે જે કામ કરવું હોય તે તેણે ઘણા વિચારપુર્વક કરવું જોઇએ; એવો આ સંસારનો નિયમ છે. તદનુસાર આ બાબતમાં આપને પણ જે ઉપાયો કરવા ઘટે તે શાંતિ અને ધીરજથી કરવાં જોઇએ. ઉતાવળ કરવામાં સાર નથી. કેમકે " ધીરજના ફળ માઠાં " હોય છે. ઉતાવળ કરવામાં એમ ન થાય કે આપણું કામ થાય નહિ, અને લોકો આપણા ઉપર દોષારોપણ કરે, જેના પરિણામે આપણે માટે પશ્ચાતાપ કરવાનો સમય આવે. દુનિઆમાં એવા ઘણા બનાવો બન્યા છે, અને હજી બને છે. માટે ધીરજથી કામ લેવાની અગત્ય છે.

ઝિઆદ—ખચિત મરિઅમ ! ઝોહરા મને એવા શોક સાગરમાં ડુબાડી ગઈ છે કે હમણા તો મારા દેહમાં જીવ પણ નથી. આવા દુઃખના ડુંગરો મારા ઉપર તુટી પડવાથી મારી બુદ્ધિ બ્હેર મારી ગઈ છે. અને હું જડભરત જેવો થઇ ગયો છું. માત્ર વૈર લેવા સિવાય મને બીજો કાંઇ ઉપાય સુઝતો નથી. જ્યારે મને મારા દેહનુંજ ભાન

નથી તો બીજો વિચાર તે કેમ કરી શકું ? બસ હવે તો એજ આદરી બેઠો છું કે ખ્રિસ્તીઓ ઉપર ગમે તેમ કરીને વૈર લેવું.

મરિઅમ—વૈર લેવાને માટે હું ના કહેતી નથી. પણ એવી રીતે કામ લેવું જોઇએ કે અપરાધીઓને શિક્ષા થાય; અને આપણને યોગ્ય ન્યાય મળે. " સાપ મરે અને લાકડી ભાગે નહિ. " જો તમે પ્રાણાર્પણ કરશો તો તમને શો લાભ મળશે ? તમે તમારો જીવ ખોશો. ખ્રિસ્તીઓનું કાંઇ પણ જવાનું નથી. ઉલટા તેઓ પોતાના માર્ગમાંથી અનાયાસે કાંટો નિકળી ગએલો જોઇને આનંદ પામશે. પણ જો તમે જીવતા હશો તો તેઓ તમારાથી સદાયે ડરતા રહેશે, એટલુંજ નહિ પણ તમે તેમને કાયદાનુસાર યોગ્ય દંડ કરાવી શકશો.

ઝિઆદ—નહિ ! નહિ ! મરિઅમ ! હું મારા શત્રુઓને હવે જંપીને બેસવા દઇશ નહિ, અપરાધીઓને શિક્ષા કરવાનું કામ ઇશ્વરનેજ સોંપવું એ બાયલાઓનુંજ કામ છે. કહેવત છે કે " અશક્તિમાન ભવેત સાધુ" હું છેક એવો નિર્બળ નથી કે અપરાધીઓને શિક્ષા કરવાનું કામ ન્યાયાધિશ અને પરમાત્મા ઉપર મુકીને ચુપચુપ બેસી રહું. બસ હવે તો એજ ઇચ્છા છે કે અપરાધીઓને પ્રાણદંડની શિક્ષા કરીને મારા બળેલા અંતકરણને શાંત કરૂં.

મરિઅમ—મારા શેઠ !. તેમ કરવા કરતાં ન્યાયાધિશ પાસે જઇને ન્યાય માગવાનું વધારે સલાહકારક છે. માટે આપ આ ઘડીએજ મહમદ ઝીઆ પાસે જાઓ, અને તેમને બનેલી સઘળી હકીકત નિવેદન કરો. હવે વિલંબ કરવામાં સાર નથી. અને જો આપ ત્યાં ન જઇ શકતા હો તો હું જાઉં. તેમને આ વાતની ખબર પડતાંજ તે તત્સંબંધે યોગ્ય વ્યવસ્થા કરશે. અને ખ્રિસ્તીઓના દેવળમાં તપાસ

કરાવશે. આપ ખાત્રી રાખો કે ખ્રિસ્તીઓ રાજ આજ્ઞા વિરૂદ્ધ અપરાધીઓને છુપાવશે તો તેમને અવસ્ય અનુકરણીય શિક્ષા થશે.

ઝિઆદ—મરિઅમ ! ઝોહરા, અને ફ્લોરેન્ડાની ભાળ લાગે એવી મને તો આશા નથી. તેમને તો ખ્રિસ્તીઓએ અત્યાર આગમચ કોઇ દુર દેશમાં મોકલાવી દીધી હશે. તેથી ખ્રિસ્તીઓને શિક્ષા કરવાથી શું થશે ?

મરિઅમ—ખ્રિસ્તીઓ તેમને નસાડી મૂકવાની હિમ્મત કેમ કરી શકશે ? જ્યારે રાજસેના તે સઘળાને ઘેરી લેશે, ત્યારે તેમના હોશ કોશ ઉડી જશે. અને તેઓ અપરાધીઓને સત્વર સેનાધ્યક્ષને સોંપી દેશે. હું તો એમ માનું છું કે હજી પણ તેઓ દેવળમાંજ હશે. માટે આપ સત્વર આ સમાચાર કાઝીસાહેબને નિવેદન કરો. આ કાર્યમાં જેમ ઉતાવળ કરશો તેમ તેનું પરિણામ જલદીથી લાવી શકશો.

ઝિઆદ—હું તો હવે જીંદગીથી હાથ ધોઇ બેઠો છું. બસ ઘડીએ ઘડીએ એજ વિચાર થાય છે કે ખ્રિસ્તીઓના દેવળમાં ધસી જઇને, જે સામે આવે તેને મારી નાખું.

મરિઅમ—તેમ કરવાથી શો લાભ થશે. હા ? જ્યારે સઘળા ઉપાયો વ્યર્થ જાય, ત્યારે તેમ કરવું ઘટારત છે. પણ પહેલાંથીજ તેવા આકરા ઉપાયો ન લેવા જોઇએ. જ્યારે ઝોહરા અને ફ્લોરેન્ડાનો પતો ન લાગે ત્યારે આપ સઘળા મુસલમાનોને ઉક્ત સમાચાર નિવેદન કરજો. એટલે આ ધાર્મિક કાર્ય હોવાથી તેઓ તમને મદદ કરી ખ્રિસ્તીઓને ઘટિત શિક્ષા કરશે,

ઝિઆદ—ઝોહરા નાશી જવાથી મારી શક્તિ ક્ષીણ થઇ ગઇ

છે. તે નાલાયક છોકરી પણ એટલું ન સમજી શકી કે ખ્રિસ્તી દેવળમાં કોઈ પણ યુવતી ભાગ્યેજ પવિત્ર રહી શકે છે તે પણ હવે ભ્રષ્ટ થવાનીજ. હાય ! તેણે કુટુંબિક પ્રતિષ્ઠા ધુળમાં મેળવી દીધી. તેના તેવા અપકૃત્યથી અમારી પ્રતિષ્ઠાનો લોપ થશે. હવે હું કાઝીસાહેબ પાસે શું મ્હોં લઇને જાઉં. પહેલાં તો ત્યાં જવાની મારામાં શક્તિજ નથી. તેમ છતાં જો જાઉં તો શું એમ કહું કે મારી બેને કુટુંબિક પતિષ્ઠા વિલુપ્ત કરી છે? ઝોહરાના ઉપરોક્ત કૃત્યથી મને એટલી શરમ આવે છે કે જો જમીન માર્ગ આપે તો તેમાં સમાઇ જાઉં.

મરિઅમ—જો તેમ છે તો મને કાઝીસાહેબ પાસે જવાની આજ્ઞા આપો.

ઝિઆદ—મરિઅમ ! તારી પ્રકૃતિ પણ હમણા શિથિલ છે. અફસોસ તેમણે તારી સાથે પણ દગો કર્યો. તારી તબીયત ઠીક ન હોવાથી હું તને ત્યાં મોકલવા ઇચ્છતો નથી. ઠીક ! હું પોતેજ જઇશ.

મરિઅમ—મારા શેઠ સાહેબ ! હું હાથ જોડીને વિનંતી કરૂંછું કે જેમ બને તેમ શાંતિથી કામ લેજો. કૃપા કરીને તલવાર મને આપતા જાઓ.

ઝિઆદ—નહિ, મરીઅમ ! તલવાર મારી પાસેજ રાખીશ, હમણા મને તેના કરતાં કોઈ પણ વસ્તુ વધારે પ્રિય નથી. અને તેનાથીજ મારા અંતકરણમાં બળતો અગ્નિ શાંત થશે.

મરિઅમ—જો તેવીજ ઇચ્છા હોય તો પ્રથમ મને મારીને જાઓ. હું જીવતી છું, ત્યાં સુધી તો તમને તલવાર લઇને બ્હાર જવા દઇશ નહિ.

ઝિઆદ—મરિઅમ ! આ વાતમાં હઠ ન કર. આ પ્રમાણે કહીને તે બારણા સુધી ગયો, અને ત્યાંથી પાછા ફરીને મરિઅમને કહ્યું " જો હું પાછો ફરૂં તો ઠીક, નહિ તો પછી તુંજ મારી મિલકતની હકદાર છે. " મરિઅમ આ બાબતમાં તેને કાંઇ પણ કહે તે પહેલાં તો તે બારણું ઉઘાડીને બ્હાર નિકળ્યો. અને જમાલ દેવડી આગળ સુતો હતો, તેને જગાડયા વિના કાઝી સાહેબના ઘર તરફ ગયો. જ્યારે તે કાઝીસાહેબના ઘર પાસે પહોંચ્યો. ત્યારે એક પ્રહર દિવસ ચઢયો હતો. અને કાઝીસાહેબને આખી રાતનો ઉજાગરો હેવાથી અત્યારે તે સુઇ રહ્યા હતા. પણ તેમના અનુચરો બ્હાર પહેરો ભરી રહ્યા હતા. ઝિઆદની ભયાનક આકૃતિ જોઇને તેઓ વિસ્મય થયા. અને એકાગ્રચિતે તેની સામે જોવા લાગ્યા. તેઓ પોતાને પ્રશ્ન કરે તે પહેલાં તેણેજ તેમને પૂછ્યું " કાઝી સાહેબ ઘરમાં છે ? "

એક અનુચર—જી, હા ! તે ઘરમાં છે. પરંતુ સુઇ રહ્યા છે. તેમને આખી રાતનો ઉજાગરો હોવાથી હમણા ઉઠી શકે તેમ નથી.

ઝિઆદ—પણ જો કાંઇ અગત્યનું કામ હોય તો ?

અનુચર—હા ! જો તેમ હોય તો તેમને જગાડી શકાય. પણ એટલી હિમ્મત કોનામાં છે કે તેમને ભર નિદ્રામાંથી જગાડે ?

ઝિઆદ—પણ જો કોઇ અગત્યના કામમાં તેમની સહાયતા જોઇતી હોય, કે કાંઇ સલાહ લેવી હોય, અથવા કોઇ નિર્દોષ માણસ માર્યો જતો હોય તો તેમને જગાડી શકાય કે નહિ ?

અનુચર—મેં પ્રથમ કહ્યું તે પ્રમાણે તેમને ગમે ત્યારે પણ જગાડી શકાય. પરંતુ તેટલી હિમ્મત્ત કોનામાં છે ? પણ હા ! આ-

પને તેમનું એવું શું કામ છે કે જેથી કરીને સવારના પ્હોરમાં અહિં આવવું પડયું ? અમે આપને દરેક પ્રકારે સહાયતા આપવાને માટે તૈયાર છીએ. માટે કૃપા કરીને આ મને પણ બનેલી બીના નિવેદન કરો.

ઝિઆદ—તે સઘળી હકીકત હું કાઝી સાહેબ આગળ નિવેદન કરીશ. કાઝીસાહેબ હમણા જાગ્રત થાય કે ન થાય તેની મને કાંઇ પણ દરકાર નથી. હું અહિંથીજ પાછો ફરીશ. પણ મારા ગયા પછી જે બનાવ બનશે, અને તે જ્યારે કાઝીસાહેબના જાણવામાં આવશે. ત્યારે તે તમારા ઉપર ક્રોધ કર્યા વિના રહેશે નહિ.

અનુચર—ઠીક! આપના કહેવાથી, અને અમારા ઉપરથી જોખમ ઉતારવા માટે. હું અંદર જઇને તેમને જગાડવા માટે દાસીઓને કહું છું. જોઇએ તેઓ શું કહે છે ?

આ પ્રમાણે બોલીને તે અંદર ગયો. અને કાઝીસાહેબને જગાડવા માટે દાસીઓને કહ્યું. પ્રથમ તો તેમણે ઘણી આનાકાની કરી. પણ તે અનુચરે તેમને સઘળી જોખમદારીઓ સમજાવ્યાથી તેમણે કાઝીસાહેબને જગાડયા. કાઝી મહમદ ઝીઆ વૃદ્ધાવસ્થાએ પહોંચેલા એક સદગુણી અને પ્રતિભાશાળી પુરૂષહતા. દાસીએ જગાડયા પછી તે સત્વર બ્હાર આવ્યા, અને ઝિઆદને અર્ધ ગાંડા જેવી સ્થિતિમાં જોઇને પ્રશ્ન કર્યો “ ઝિઆદ ! આ શું ? આજે પ્રભાતે તો આપણે સાથે પ્રાર્થના કરી છે, તો માત્ર એક કલાકમાં તમારી સ્થિતિમાં આવું પરિવર્તન કેમ થઇ ગયું ? ”

ઝિઆદ—કાઝીસાહેબ ! આ સમયે હું ઘેરથી મરવાનો નિશ્ચય કરીનેજ અહિં આવ્યો છું, હવે હું સંસારમાં વધુ વાર રહેવાને માટે લાયક નથી. મારૂં સર્વસ્વ લુટાઇ ગયું. પ્રતિષ્ઠા ગઇ. પત્નિ ગઇ. અને

ભગિની પણ ગઈ. તેમણે મને દગો આપ્યો. હવે મારે જીવીને શું કરવું ? ઘરબાર, માલ મિલ્કત સઘળું મારી દાસીને સ્વાધીન કરીને આપની સેવામાં હાજર થયો છુ.

કાઝીસાહેબ—ઝિઆદ ! તમારી હકીકત સવિસ્તાર નિવેદન કરો તમારા કહેવાનો ભાવાર્થ હું કાંઇ પણ સમજી શકતો નથી.

ઝિઆદ—આજ બે મહિના થયાં હું જે અબળાની શોધખોળ કરી રહ્યો હતો, તે તો મારા ઘરમાંજ હતી. આ વાત મારા જાણુવામાં ત્યારેજ આવી કે જ્યારે તે પોતાનું કાર્ય સફળ કરી ઘરમાંથી પલાયન થઇ ગઇ. પોતે ગઇ તો ગઇ. પરંતુ સાથે ઝોહરાને પણ લેતી ગઇ.

આ પ્રમાણે કહીને તેણે ફ્લોરેન્ડા પાસેથી આવેલો કાગળ કાઝીસાહેબને આપ્યો. કાગળ લઇને વાંચતાં કાઝીસાહેબના મુખમંડળ ઉપર ક્રોધની રેખાઓ સ્પષ્ટ દેખાવા લાગી. આખો પત્ર વાંચી રહ્યા પછી તે થોડીવાર વિચારગ્રસ્ત સ્થિતિમાં બેસી રહ્યા. અને પછી કાંઇક ઠરાવ ઉપર આવ્યા હોય, તેમ બોલી ઉઠયા " અરે ઇસ્લામી રાજ્યમાં ખ્રિસ્તીઓનો આટલો બધો જુલમ ? ખચિત તેઓ દયાને પાત્ર નથી. હું ખાત્રીપુર્વક કહું છું કે નામદાર અમીર તેમના ઉપર દયાભાવ દર્શાવવામાં ગંભીર પ્રકારની અને અક્ષમ્ય ભૂલ કરે છે. "

ઝિઆદ—આપજ કહો કે હવે હું દુનિઆમાં મોઢું દેખાડવાને લાયક રહ્યો છું ? હાય ! મારી ભગિની ખ્રિસ્તીઓની કપટ જાળમાં ફસાઇ ગઈ.

કાઝીસાહેબ—ઝિઆદ ! ધૈર્ય ધરો ! કાંઇક શાંતિ રાખો. ધારોકે

તમારી એને કાંઈ અયોગ્ય કૃત્ય કર્યું તો તેની સાથે તમને શો સંબંધ છે? કેમકે કદાચ તે તો હવે ખ્રિસ્તી ધર્મનો અંગીકાર કરી ચુકી હશે. વળી એવું અનુમાન પણ કેમ કરી શકાય કે તે પોતાના શિયળ વ્રતનું ભંગ કરશેજ. ઠીક? જે બનવાનું હશે તે બનશે. પણ એતો કહો કે તે કેવી રીતે નાશી જવા પામી?

ઝિઆદ—તત્સંબંધી મારી કર્મકથા તો હું પહેલાંથીજ કહી ચુક્યો છું. પણ જ્યારે આપ તેને વિસરી ગયા છો તો ફરી કહું છું કે મેં એક વિધવા સાથે પુનર્લગ્ન કર્યું હતું કે જેને હું ઘણી પવિત્ર અને સદ્દગુણ શાળી માનતો હતો. આ સ્ત્રી બીજી કોઇ નહિ, પણ ઝોહરાનું હરણ કરવા માટે ખ્રિસ્તીઓ તરફથી નિમાયલી ફ્લોરેન્ડા હતી. તે મારા પાડોસમાં એક ઇસ્લામી અબળાનું નામ ધારણ કરીને રહી હતી. યુક્તિ પુર્વક મને પોતાના ઘરમાં બોલાવીને તેણે પોતાનો પ્રેમ જાહેર કર્યો. એટલે મેં પણ તેની મીઠી મીઠી વાણીથી ભોળવાઇને તેની સાથે લગ્ન કર્યું. મારા ઘરમાં આવ્યા પછી તેણે ઝોહરાને મેળવી લીધી. અને ધીમે ધીમે મને પોતાના પ્રેમપાશમાં વધુ અને વધુ ફસાવતી ગઈ. તે પલાયન થવાનો લાગ શોધતી હતી. પણ આજ સુધી તેને તેવી તક મળી શકી નહિ. પરંતુ ગઇ રાત્રે હું અહિં આવ્યો; તે તકનો લાભ લઇને મારી દાસી મરિઅમને શરબતને બ્હાને કાંઇક કેફી વસ્તુ પીવરાવી તે બેશુદ્ધ થતાં ઝોહરાને લઇને પલાયન થઈ ગઈ. પ્રભાતમાં ઘરના બારણા ઉઘાડાં હતાં. તેથી મેં એવું અનુમાન કર્યું કે વખતે ઘરમાં ચોરી થઈ હશે. આ કારણથી ઘરમાં સઘળે શોધખોળ કરતાં મેં મરિઅમને મૂર્છિત થએલી જોઇ. માત્ર તેના સિવાય ઘરમાં તે સમયે કોઇ પણ ન હતું. મહા મહેનતે હું તેને શુદ્ધિમાં લાવ્યો. અને

ઘરમાં શું બન્યું છે તે વિષે પ્રશ્ન પૂછતાં તેણે પોતાનું અજાણપણું બતાવ્યું. પછી મેડા ઉપર જતાં પ્રયંકના ઓશીકા નીચેથી આ પત્ર મળ્યો. અને તે દ્વારા સઘળી બીના મારા જાણવામાં આવી. એટલે તે સમયથીજ મેં મનમાં નિશ્ચય કર્યો કે ખ્રિસ્તીઓના દેવળમાં જઇને તેમને મારી નાખવા. અને તેટલા માટેજ આ તલવાર સાથે લાવ્યો છું.

કાઝીસાહેબ—ઝિઆદ ! કાંઈ ગાંડા તો થયા નથીને ? તમે નચિંત રહો. હું તત્સંબંધે સઘળી વ્યવસ્થા કરીશ. તેમ છતાં જો ઝોહરાની ભાળ નહિ લાગે તો યાદ રાખજો કે ખ્રિસ્તીઓ ઉપર દુઃખના વાદળાં સત્વર તુટી પડશે.

ઝિઆદ—ભલે ! આપની ઇચ્છા હોય તો તેમ કરો. પરંતુ જ્યાં સુધી ઝોહરા મને પૂન પ્રાપ્ત થશે નહિ, અને ખ્રિસ્તીઓ ઉપર હું પુરેપુરો વૈર લઇશ નહિ, ત્યાં સુધી મારો વૈરાગ્નિ કદી પણ તૃપ્ત થશે નહિ.

કાઝીસાહેબ સમજી ગયા કે તેની સાથે હમણા વાદવિવાદ કરવામાં કાંઇ પણ સાર નથી. તેથી યુક્તિ પુર્વક તેને ત્યાંજ બેસાડીને, પોતે મકાનમાં ચાલ્યા ગયા. અને પોતાની આજ્ઞા વિના તેને ત્યાંથી નહિ જવા દેવાની પોતાના અનુચરોને આજ્ઞા આપતા ગયા.



# પરિશિષ્ટ ૧૬ મું.

## વૈર લેવાની પ્રતિજ્ઞા.

ઝિઆદની હકીકત સાંભળી કાઝીસાહેબને કાંઇ ઓછો ક્રોધ ચઢયો ન હતો. તેમના અને ઝીઆદના ક્રોધમાં ફેર માત્ર એટલોજ હતો કે ઝિઆદ એક અનુભવહીન યુવક હોવાથી પોતાનો ક્રોધ મનમાં સમાવી શકતો ન હતો. અર્થાત ક્રોધના ચિન્હો તેના મુખ ઉપર સ્પષ્ટ જણાઇ આવતા હતા. પણ કાઝીસાહેબ વયોવૃદ્ધ અને અનુભવી હોવાથી, ક્રોધનો ભાવ જણાવા દેતા ન હતા. અર્થાત તેને અંતરમાંજ સમાવી રાખતા હતા.

ઝિઆદને દિવાનખાનામાં બેસાડી ઘરમાં ગયા પછી તેમણે તરતજ ખડીઓ કલમ મંગાવી બે કાગળો લખ્યા. જેમાંનો એક અરજીના રૂપમાં કોરડોવાના નામદાર અમીરને મોકલવાનો હતો. અને તેમાં ઝિઆદને લગતી સઘળી હકીકત લખ્યા પછી નામદાર અમીરને તેમના નમ્ર સ્વભાવ માટે ઠપકાના બે શબ્દો લખ્યા હતા. બીજો કાગળ તલેતલાના સુબા અબદુરરઉફ ઉપર લખ્યો કે જે શાહી દરબાર પ્રસંગે કોરડોવામાં આવ્યા હતા, અને હજી પણ ત્યાંજ હતા. બીજા કાગળમાં માત્ર એટલુંજ લખ્યું કે "મારે તમારૂં જરૂરી કામ છે માટે જેમ બને તેમ સત્વર આવી જજો." બન્ને કાગળો લખી રહ્યા પછી કાઝીસાહેબે પોતાના અનુચરો દ્વારા તે રવાના કર્યા.

નામદાર અમીર ઉપર મોકલેલા કાગળની ધારેલી અસર થઇ અને

તે નામદારે પોતાના બોડીગાર્ડ પૈકીના બે હબશીઓને કાઝીસાહેબની આજ્ઞા પ્રમાણે વર્તવાની આજ્ઞા કરીને તેમની પાસે મોકલ્યા. આ સરદારો પૈકીના એકનું નામ તલહા અને બીજાનું નામ અલી હતું.

બીજો કાગળ તલૈતલાના હાકેમ અબ્દુરરઉફને પહોંચતાંજ તે પણ નિદ્રાસનનો ત્યાગ કરીને તરતજ કાઝીસાહેબને ત્યાં આવ્યા. માર્ગમાં તેમને ઉપરોક્ત હબશી સેનાધ્યક્ષોનો ભેટો થયો. એટલે ત્રણે જણા વાતો કરતાં કરતાં કાઝીસાહેબને ત્યાં આવ્યા.

જે દિવાનખાનામાં ઝિઆદને બેસાડયો હતો, તેના નિકટના ઓરડામાં કાઝીસાહેબે આમંત્રિત ગૃહસ્થોને બેસાડયા. આસન ઉપર બેસતાં પહેલાં હબશી સરદારોએ કહ્યું "મહાશય ! અમને નામદાર આપની પાસે મોકલ્યા છે, અને આપની આજ્ઞાનુસાર વર્તવાની તેમણે અમને ભલામણ કરી છે." જવાબમાં કાઝીસાહેબે તેમને બેસવાની સુચના કરી. પછી અબ્દુરરઉફ તરફ ફરીને તેમને કહ્યું "મહાશય ! આપે કાંઈ નવિન સમાચાર સાંભળ્યા ? ખરેખર ખ્રિસ્તીઓએ મોટો અન્યાય કર્યો."

અબ્દુરરઉફ—ના ! મેં તો કંઇ નવિન સમાચાર સાંભળ્યા નથી. પણ જો તમે કાંઈ નવિન સમાચાર કહેતા હો તો તે સાંભળવાને માટે મારી કર્ણેન્દ્રિયો તૈયાર છે.

કાઝીસાહેબ—ખ્રિસ્તીઓએ પ્રપંચ કરીને ઝિઆદની બેન ઝોહરાનું હરણ કર્યું. તેથી ઝિઆદ અર્ધગાંડા જેવો બનીને મરવા માટે તૈયાર થયો છે. આ કારણથી મેં તેને મારે ત્યાંજ રોકી રાખ્યો છે.

અબ્દુરરઉફ—શું ખ્રિસ્તીઓ એટલે સુધી ફાવી ગયા ? ખરેખર

તેમણે મોટો અપરાધ કર્યો છે. અને તે અપરાધ બદલ તેમને યોગ્ય શિક્ષા કરવીજ જોઇએ. નામદાર અમીરના શાંત સ્વભાવનુંજ આ પરિણામ છે.

કાઝીસાહેબ—ખરેખર તેમજ છે. ઉક્ત બનાવ ગઈ કાલે રાત્રીએજ બન્યો છે.

અબદુરરઉફ—શું ઝિઆદની સાથે દગો કરવામાં આવ્યો ?

કાઝીસાહેબ—હા ! એક સૌંદર્યસંપન્ન ખ્રિસ્તી અબળા તેના પાડોસમાં આવીને રહી હતી. થોડા દિવસ પછી તેણે એવું જાહેર કર્યું કે હું બારસીલોનાની એક મુસલમાન વિધવાછું આવો ઢોંગ કરીને તેણે ઝિઆદ ઉપર એવું તો આકર્ષણ કર્યું કે તેણે તેની સાથે લગ્ન કરી લીધું. ઘરમાં આવ્યા પછી તેણે પોતાની કપટજાળમાં ઝોહરાને ફસાવી લીધી. અને ગઇ રાત્રે ઝિઆદની ગેરહાજરીનો લાભ લઇને, ઝોહરાને નસાડી ગઇ. જુઓ તેણે કેવું કપટ કર્યું ? આ બનાવથી માત્ર ઝિઆદનીજ નહિ; પરંતુ સઘળા મુસલમાનોની પ્રતિષ્ઠા ઉપર પાણી ફર્યું છે. હવે વાતો કરવાનો વખત રહ્યો. નથી જેમ બને તેમ જલદીથી ઝોહરાની શોધ કરવી જોઇએ.

અબદુરરઉફ—માત્ર ઝોહરાની શોધ કરીનેજ બેશી રહેવું જોઇએ નહિ. પરંતુ અપરાધીઓને પણ અનુકરણીય શિક્ષા કરવી જોઇએ. જ્યાં સુધી આકરા ઉપાયો કરવામાં આવશે નહિ; ત્યાંસુધી તેમના ઉપર કાંઇપણ અસર થવાની નથી. તદુપરાંત જો આ બનાવની મુસલમાનોને ખબર પડશે તો, તેઓ ઉશ્કેરાઈ જઇને બળવો જગાડશે, અને તે સમયે તેમને શાંત પાડવાનું કામ ભારે થઈ પડશે. માટે તેમને ખબર પડતાં પહેલાં સઘળી વ્યવસ્થા થવી જોઇએ. જેથી તેમને ખાત્રી થાય કે નામદાર અમીર તરફથી આ બાબતમાં સખ્ત ઉપાય લેવામાં આવેછે.

કાઝીસાહેબ—મારી પણ તેવીજ માન્યતા છે. આ એક એવો બનાવ છે કે જે ઇસ્લામીઓમાં સામાન્ય રીતે ઉશ્કેરણી ફેલાવશે. અને જો તેમ થશે; તો તેમના મનનું સમાધાન કરવાનું કામ ઘણું કઠણ થઇ પડશે. માટે પહેલાંથી વિચાર કરીને મેં નામદાર અમીરને પણ તે વિષે ખબર આપી દીધી છે. અને તેમની આજ્ઞાનુસાર આ બે સરદારો અહિં આવ્યા છે.

અબ્દુરરઉફ—એમને કહો કે પોતાના એક હજાર સૈનિકો લઇને મારી પાસે આવે. અને હું પણ એક હજાર માણસોની અને સેના લઇને સઘળા ખ્રિસ્તી દેવળો ઘેરી લઇશ. અને ખ્રિસ્તીઓને ઘટિત શિક્ષા કરીશ.

કાઝીસાહેબ—એટલા માટેજ મેં આપને અત્રે તેડાવ્યા છે. પણ કૃપા કરીને તેમના ઉપર કાંઇ પણ અનુચિત અત્યાચાર કરતા નહિ.

અબ્દુરરઉફ—કાઝી સાહેબ ! આ સમય શાંતિ અને ભલમન સાઇનો નથી. ના. અમીરના શાંત સ્વભાવનું પરિણામ જોયું ને ? તો પણ હું ખુનરેજી સિવાય બીજા સઘળા ઉપાયો અજમાવીશ. ઠીક ! હવે હું રજા લઇશ.

કાઝીસાહેબે તલહા અને અલીને એક હજાર સૈનિકો લઇ અબ્દુરરઉફ સાથે જવાની, અને તેમની આજ્ઞાનુસાર વર્તવાની આજ્ઞા કરી. તદનુસાર તેઓ એક હજાર હબશીઓની સેના લઇને સેનાધ્યક્ષ સાથે ગયા. એટલે માર્ગમાં તેમણે ઉક્ત હબશી સરદારોને આ પ્રમાણે હુકમ આપ્યો " ભાઇઓ ! હું મારા સેનાનીયોની મદદથી કોરડોવાનું મુખ્ય દેવળ ઘેરી લઉં છું. અને તમે લશ્કરના વિભાગ પાડી શહેરના ભિન્ન ભિન્ન મંદિરોને ઘેરીલો, અને જે ખ્રિસ્તીઓ હાથમાં આવે તેમને કેદ કરો.

પણ ખબરદાર એક પણ ખ્રિસ્તી પાદરી અને નન (સાધ્વી) પકડાયા વિના રહે નહિ. જ્યાં તેમની ભાળ લાગે ત્યાંથી તેમને પકડી લાવવા.”

આ પ્રમાણે કહીને તેમણે શહેરના મુખ્ય દેવળ તરફનો માર્ગ લીધો. અને તલહા, તેમજ અલી શહેરના અન્ય દેવળો તરફ રવાના થયા.

અડધા કલાકમાં શહેરના સઘળા ખ્રિસ્તી લતાઓ ઈસ્લામી સેનાથી ઘેરાઈ ગયા. શુરવીર અબદુરરઉફ શહેરના મુખ્ય દેવળ પાસે પહોંચતાંજ સઘળા પાદરીઓ ગભરાઈ ગયા. અને દેવળને અર્પણ થએલી કુમારિકાઓએ તો રડવાનું શરૂ કર્યું. લશ્કરના સરદારે ઘેરાયલા લોકોને મારી નાખવાની ધમકી આપી. તેમના આવ્યા પહેલાં દેવળના બારણા બંધ કરવામાં આવ્યા હતા. તેથી સેનાધ્યક્ષે બારણા તોડી નાખવાની આજ્ઞા કરી. ખ્રિસ્તીઓએ જોયું કે બારણું તુટવાની તૈયારીમાં છે, એટલે તેમાંના એક વૃદ્ધ પાદરીએ કિલ્લા ઉપર આવીને આ પ્રમાણે અરજ કરી “ સરદાર સાહેબ! અમે મરવાને માટે તૈયાર છીએ. પણ શા કારણથી અમને મારી નાખવામાં આવે છે તે કૃપા કરીને કહેવું જોઇએ. ”

અબદુરરઉફ—હતભાગ્ય ! મલઉન ! શું તને તારા અપરાધની ખબર નથી. તું તારા અપરાધ ત્યારેજ જાણીશ કે જ્યારે ફરીશ્તાઓ તિક્ષણ શસ્ત્રવડે તારા શરીરના અનેક કોટિ કટકા કરશે.

યુલીસીઝ—સરદાર સાહેબ ! શું અમે ખ્રિસ્તીઓ હોવાને લીધેજ અમને શિક્ષા કરવામાં આવે છે ?

અબદુરરઉફ—અમારો બાદશાહ એવો જુલ્મી નથી કે વિધર્મીઓને તેમના ધર્મને લીધે શિક્ષા કરે. ઇસ્લામ ધર્મ પણ તેમ કર-



......પુલીસીઝને જમીન ઉપર પટકીને તેની ગરદન ઉપર તલવારવડે સ્પર્શ કર્યો

ઓહરા ભા. ૧ લો. — પૃષ્ઠ. ૧૬૫

અમરસિંહજી પ્રી. પ્રેસ.
અમદાવાદ.

ાની સાફ ના પાડે છે. નામદાર અમીર માત્ર ખરા અપરાધીઓ, અને પટીઓનેજ શિક્ષા કરે છે.

યુલિસીઝ—તો શું અમે કાંઇ દગો કર્યો છે ?

અબ્દુરરઉફ—હા ! અને તે પણ તેં એકલાએજ નહિ પરંતુ મા દેવળમાં રહેતા સઘળા ખ્રિસ્તી પાદરીઓ અને કુમારીકાઓ તે ાર્યમાં તારી સાથે સામીલ છે.

યુલિસીઝ—સરદાર સાહેબ ! અમે શો દગો કર્યો છે. તે કૃપા રી બતાવશો ?

અબ્દુરરઉફ—હમણાજ બતાવવામાં આવશે.

એમ કહીને તે બારણું તોડીને અંદર પેઠા, અને યુલિસીઝને જમીન પર પટકીને તેની ગરદન ઉપર તલવાર વડે સ્પર્શ કર્યો.

યુલિસીઝ—સરદાર સાહેબ ! હું આપની આગળ હાથ જોડીને ાની યાચના કરૂંછું. ઇસલામ ધર્મમાં પણ ખ્રિસ્તી પાદરીઓને મારી ખવાની મના કરી છે.

અબદુરરઉફ—ખચિત તેમ છે ખરૂં. પણ તેવી આજ્ઞા માત્ર સાર ત્યાગી ખ્રિસ્તી સાધુઓ માટેજ છે પણ તારા જેવા એક ષય લંપટ માટે નથી. જો તારે જીવવાની ઇચ્છા હોય તો બતાવ ફ્લોરેન્ડા ક્યાં છે ?

યુલિસીઝ—સરદાર સાહેબ ? ફ્લોરેન્ડા ગઇ રાત્રે અહિં આવી ી. પણ ત્યાર પછી તે ક્યાં ચાલી ગઈ છે તે અમે કોઈ જાણતા નથી.

અબદુરરઉફ—શું તું તેને અમારે સ્વાધીન નહિ કરે ? હું

ખરૂં કહું છું જો કે તે નહિ મળે તો એક નિમિષ માત્રમાં આખું દેવળ જમીનદોસ્ત કરી નાખીશ.

યુલિસીઝ—સરદાર સાહેબ ! જો આપની તેવી ઇચ્છા હોય તો તેમ કરો. પણ હું ફ્લોરેન્ડા વિષે કાંઇ પણ જાણતો નથી.

અબદુરરઉફ—શું તું તેના વિષે કાંઈ પણ જાણતો નથી ?

યુલિસીઝ—હા ! હું તે વિષે કાંઇ પણ જાણતો નથી. અલબત તે રાત્રે અહિં આવી હતી ખરી. પણ સવાર થતાં પહેલાં તે અહિંથી નાશી ગઈ છે. તે ક્યાં ગઇ છે. તે વિષે કોઇ કાંઇ જાણતું નથી. અને જેઓ જાણે છે તેઓ તેની સાથેજ ગયા છે.

અબદુરરઉફ—હું સત્ય કહું છું કે જો તે નહિ મળે તો, સઘળા દેવળો ખોદી નાખવામાં આવશે. એટલુંજ નહિ, પણ સઘળા પાદરીઓ, અને કુમારીકાઓને પ્રાણદંડની શિક્ષા કરવામાં આવશે. પણ જો તેને અમારે સ્વાધીન કરવામાં આવશે, તો તમે સઘળા બચી જશો. બોલ ! તને દેવળના અનેક જીવ વ્હાલા છે કે માત્ર ફ્લોરેન્ડા ?

યુલિસીઝ—મને ફ્લોરેન્ડા સાથે કાંઈ પણ સંબંધ નથી. પણ શું કરૂં કે તે હવે મારી સત્તાની બ્હાર છે.

અબદુરરઉફ—શું તું પ્રતિજ્ઞાપુર્વક તેમ કહી શકે છે ?

યુલિસીઝ—સરદાર સાહેબ ! પ્રભુ ઇસુખ્રિસ્તના સોગંદ ખાઇને કહું છું કે તે વિષે હું કાંઇપણ જાણતો નથી.

અબદુરરઉફ—શું તમારામાંનો બીજો કોઈ માણસ પણ તે વિષે જાણતો નથી ?

યુલિસીઝ—ખચિત ! કોઈજ નહિ.

આટલો વાદવિવાદ થઇ રહ્યા પછી અકબર નામના એક સૈનિકને બોલાવી અબદુરરઉફે કહ્યું "અકબર ! આ માણસને તમારા કબ્જામાં રાખો. તેને નામદાર ખલીફા સમક્ષ મારી નાખવામાં આવશે." સેનાધ્યક્ષની આજ્ઞાનુસાર ઉક્ત સૈનિકે યુલિસીઝના હાથ બાંધીને તેને કેદ કર્યો. સઘળા સૈનિકો દેવળને ઘેરીને ઉભા હતા. માત્ર અબદુરરઉફ સિવાય તેમાંનો કોઈ પણ અંદર ગયો ન હતો. યુલિસીઝ સાથેના વાદવિવાદથી પરવાર્યા પછી અબદુર્રઉફે દેવળમાં પ્રવેશ કર્યો. દેવળના સઘળા બારી બારણાઓ બંધ કરવામાં આવ્યાં હતાં. પરંતુ બારીઓના ફાટકમાંથી પાદરીઓ અને કુમારીકાઓ પોતાને શિક્ષા કરવા માટે આવેલી ઇસ્લામી સેનાને જોતા હતા. કેટલીક અબળાઓ સૈનિકોને જોઇ ભયથી રૂદન કરતી હતી. અને કેટલીક તો તદન મૂક બનીને ઉભી હતી.

અબદુરરઉફે જ્યારે દેવળમાં પ્રવેશ કર્યો, ત્યારે ત્યાં ઉપર વર્ણવેલી ઘટનાઓ બની રહી હતી. આગળ જણાવ્યા પ્રમાણે તે પોતાની સેનાને દેવળ બ્હાર મૂકી આવ્યા હતા, અને કોઇ પણ ખ્રિસ્તી ઉપર જુલમ નહિ કરવાની તેમને સખ્ત આજ્ઞા કરી હતી. દેવળમાંના કોઇ પણ માણસના પ્રાણ લેવાની તેમની પોતાની પણ ઇચ્છા નહતી. પરંતુ ફ્લોરેન્ડાની ભાળ લેવા માટે ખ્રિસ્તીઓને માત્ર ધમકી આપવામાં આવતી હતી.

અબદુરરઉફે દેવળના બારણામાં પ્રવેશ કરીને જોયું તો કેટલાક પાદરીઓ અને કુમારિકાઓ ઇસુ ખ્રિસ્તની પ્રતિમા આગળ સાષ્ટાંગ દંડવત કરીને પ્રાર્થના કરી રહ્યા છે. અને ઘણી ખરી અબળાઓ રૂદન કરી રહી છે. અબદુરરઉફને જોતાંજ તેઓ તેમની પાસે દોડી આવી. અને

તેમને સાષ્ટાંગને દંડવત કરીને પ્રાણ દાનની યાચના કરવા લાગી. તેમને બીજું કાંઇ પણ ન કહેતાં ઇસ્લામી સેનાધ્યક્ષે પ્રશ્ન કર્યો " આ ! દેવળ-વાસીઓ ! હું તમને કાંઇ પૂછવા માગું છું ? " આ પ્રમાણે બોલીને તે પોતાની તલવાર જમીન ઉપર ટેકીને ઉભા રહ્યા.

આ શબ્દો સાંભળીને દરેકના મનમાં કાંઇ સારી આશા બંધાઇ. અને તેઓ સઘળા એકાગ્રચિતે અબદુરરઉફ સામે જોવા લાગ્યા.

અબદુરરઉફ—તમારા દેવળમાં રહેલી ફ્લોરેન્ડા નામક એક લલના, યુલિસીઝની આજ્ઞાથી ઝિઆદ નામક એક ઇસ્લામી યુવકની બેન ઝોહરાને કપટથી અહિં નસાડી લાવી છે. ગઇ રાત્રેજ તે બનાવ બન્યો છે. અને તેથી નામદાર અમીર ઘણા ગુસ્સે થયા છે. અને આ દેવળ સાથે સંબંધ ધરાવતા સઘળા ખ્રિસ્તીઓને શિક્ષા કરવાની મને આજ્ઞા કરી છે. માટે તમને કહું છું કે સત્વર ફ્લોરા અને ફ્લોરેન્ડાને હાજર કરો. અને નિશ્ચય જાણજો કે જો તેઓ નહિ મળે તો તમારા માંનો કોઇ પણ માણસ જીવતો રહેવા પામશે નહિ.

ઇસ્લામી સેનાના સેનાધ્યક્ષની આવી આજ્ઞા સાંભળીને સઘળા લોકો સ્તબ્ધ થઇ ગયા. જાણે તેમના ઉપર કોઇએ મારણ મંત્રનો પ્રયોગ કર્યો ન હોય તેમ, તેઓ સઘળા થોડીવાર સુધી તદન મૂક રહ્યા. પણ થોડીવાર પછી શાંતિનો ભંગ કરતાં એક કુમારીકાએ આગળ વધીને કહ્યું " સરદાર સાહેબ ! અમે તેમના વિષે કાંઇ પણ જાણતા નથી. ફ્લોરેન્ડા રાત્રે અહિં આવી હતી. પણ સવારમાં અમારા જાગ્રત થતાં પહેલાંજ તે અહિંથી નાશી ગઇ છે. તે ક્યાં ગઇ છે, તે વિષે અમારા માંનો કોઇ પણ માણસ કાંઈ પણ જાણતો નથી. એટલુંજ નહિ, પરંતુ ફ્લોરેન્ડાને તો અમે ઓળખતા પણ નથી.

આ જવાબ સાંભળીને અબ્દુરરફને ઘણો ક્રોધ ચઢયો. તેથી મ્યાનમાંથી તલવાર કાઢીને કહ્યું "શું તું સાચું કહે છે ?" સઘળા ખ્રિસ્તીઓએ જવાબ આપ્યો. "હા."

અબ્દુરરફ—યુલિસીઝ ક્યાં છે?

ખ્રિસ્તીઓ—અમને ખબર નથી.

અબ્દુરરફ—તમે સઘળા જુઠા છો. મેં હમણાજ તેને પકડીને મારા લશ્કરને સ્વાધીન કર્યો છે. તેણે ફ્લોરેન્ડા રાત્રે અહિં હોવાનો સ્વીકાર કર્યો હતો. અને તે ઉપરથી હું કહું છું કે ફ્લોરા પણ ફ્લોરેન્ડા સાથેજ હોવી જોઇએ. જો તમે ફ્લોરા ફ્લોરેન્ડાની ભાળ નહિ આપો તો તમને સઘળાને ભયંકર શિક્ષા કરવામાં આવશે.

આ પ્રમાણે ખ્રિસ્તીઓને ધમકી આપ્યા પછી તેણે બ્હારથી પોતાના સૈનિકોને બોલાવીને સઘળા પાદરીઓ અને કુમારીકાઓને કેદ કરવાની તેમને આજ્ઞા કરી. બસ તેવી આજ્ઞા સાંભળતાંજ સઘળા સૈનિકો અંદર ધસી આવ્યા. અને પોતાના સરદારની આજ્ઞાનુસાર સઘળા ખ્રિસ્તીઓને કેદ કર્યા. આ દ્રષ્ય જોઇને સઘળા અપરાધીઓ રૂદન કરવા લાગ્યા. તેમના શોકજનક ઉદગારોથી આખું દેવળ ગાજી રહ્યું હતું. આ પ્રમાણે સઘળાને બંધન કરીને દેવળની બ્હાર લાવવામાં આવ્યા.

ઇસ્લામી સૈનિકોને અપરાધીઓ ઉપર તેમના અપકૃત્ય બદલ એટલો તો ક્રોધ ચઢયો હતો કે તેઓ તેમને સઘળાને મારી નાખવાને આતુર હતા. અને તેને માટે પોતાના સરદારના હુકમની વાટ જોતા હતા. પણ અબ્દુરરફે તેમને તેવી આજ્ઞા આપી નહિ. કેમકે એક પણ ખ્રિસ્તીના પ્રાણ લેવાની તેમની ઇચ્છા નહતી.

જ્યારે શહેરના મુખ્ય દેવળમાં ઉપરોક્ત બનાવ બનતો હતો ત્યારે

શહેરના બીજા દેવળો પણ તલહા અને અલીએ ઘેરી લીધા હતા અને તેમાં નિવાસ કરી રહેલા સઘળા પાદરીઓ અને કુમારીકાઓને બંદીવાન બનાવ્યા હતા. અર્થાત સંધ્યાકાળ થતાં પહેલાં શહેરના સઘળાં દેવળો નિરવ અને નિર્જન બની ગયા. આ પ્રમાણે સઘળા ખ્રિસ્તી પાદરીઓને કેદ કરીને ન્યાયને માટે કાઝી મહમદ ઝીઆ પાસે લાવવામાં આવ્યા.

કાઝી સાહેબ મનમાં એવું ધારતા હતા કે પાદરીઓને કેદ કરવાથી શહેરના સઘળા ખ્રિસ્તીઓ ઉસ્કેરાઈ જશે. પણ અત્યાર સુધી તેમાંનું કાંઇ પણ બન્યું નહિ. જો કે શહેરમાં મુસલમાનો કરતાં તેમની સંખ્યા ઘણી વધારે હતી, અને યુલિસીઝે અનેક રીતે સમજાવી તેમને મુસલમાનો સામે ઉશકેર્યા હતા, છતાં તેઓ યુલિસીઝના અપકૃત્યો જાણુતા હોવાથી, તેની કપટજાળમાં નહિ ફસાતાં અત્યાર સુધી શાંત રહ્યા હતા. એટલુંજ નહિ પણ એક ઇસ્લામી અબળાનું હરણ કરવા માટે તેઓ ખ્રિસ્તી પાદરીઓનેજ દોષ પાત્ર ગણુતા હતા.

રાતની વખતે કેદીઓને એક મકાનમાં રાખવામાં આવ્યા. અને તેઓ નાશી જાય નહિ, તે માટે સિપાહીઓ મકાનની આસપાસ પહેરો ભરવા લાગ્યા. ફ્લોરા–ફ્લોરેન્ડાની બારીક શોધ કરવામાં આવી, પણ તેમનો પત્તો ન લાગ્યો. ઝિઆદની અર્ધ ગાંડા જેવી સ્થિતિને લીધે કાઝીસાહેબે તેને પોતાને ત્યાંજ રાખ્યો હતો. તેમને એવો ભય હતો કે જો તેને છોડી મૂકવામાં આવશે તો તે ખ્રિસ્તીઓ સાથે યુદ્ધ કર્યા વિના રહેશે નહિ. અને જો તેમ થશે તો તેનું માઠું પરિણામ આવશે. આવો વિચાર કરીનેજ કાઝી સાહેબે ઝિઆદને તેને ઘેર જવા દીધો નહિ.

# પરિશિષ્ટ ૧૭ મું.

## યુલિસીઝની વિષયવાસના

આગલા પ્રકરણમાં બતાવ્યા પ્રમાણે ખ્રિસ્તીઓને જે મકાનમાં કેદ કર્યા હતા, ત્યાંથી યુલિસીઝ રાત્રે નાશી ગયો. આ સમયે કોરડોવા શહેરની સ્થિતિ ઘણી નાજુક થઈ પડી છે; એક બાજુએ ઝોહરાની કાંઇ પણ ભાળ ન લાગવાથી, તેમજ ખ્રિસ્તીઓને તેમના ગંભીર અપરાધ બદલ અમીરે સ્હેજ પણ શિક્ષા નહિ કરવાથી; સઘળા મુસલમાનો ઘણા ક્રોધે ભરાયા છે. અને બનેલા બનાવથી ઉશ્કેરાઇ જઇને તેઓ ખ્રિસ્તીઓ ઉપર વૈર લેવાને આતુર થયા છે. બીજી બાજુએ ખ્રિસ્તીઓ પોતાના જાન માલની ચિંતા કરી રહ્યા છે. તદુપરાંત ઝિઆદના સ્વભાવમાં પણ કાંઇ ફેર પડયો નથી. હજી પણ તે પહેલાના જેવીજ સ્થિતિમાં છે. તેથી કાઝીસાહેબને તેની પણ ખાસ કાળજી રાખવી પડે છે. સૈનિકો યુલિસીઝ, અને ફ્લોરેન્ડાની શોધ કરી રહ્યા છે. પરંતુ તેમનો કાંઈ પણ પતો લાગતો નથી. આ પ્રમાણે શોધખોળ કરતાં કરતાં એક માસ વીતી ગયો, પણ કાંઇ વળ્યું નહિ. તેથી નામદાર અમીર પણ ઘણો ખેદ પામ્યા. અને અન્ય સરદારો પણ તેટલાજ દિલગીર થયા. અર્થાત ઉકત બનાવથી સમસ્ત કોરડોવા શહેરમાં દિલગીરી વ્યાપી રહી.

પ્રિય પાઠક ! નગરવાસીઓને તેવીજ સ્થિતિમાં મૂકીને ચાલ

આપણે ફ્રાંસ અને સ્પેનની સરહદ ઉપર આવેલા પીરીનીઝ પર્વતો તરફ જઈએ. કદાચ આપણે ત્યાં ફ્લોરા-ફ્લોરેન્ડા, તેમજ યુલીસીઝને જોઈ શકીશું.

આ પહાડી ઘાટીઓ જો કે નામદાર અમીરને તાબે છે તોપણ ત્યાં સ્પેનના અન્ય પ્રગણાઓ જેવી વ્યવસ્થા કરવામાં આવી નથી. પર્વતની ગિરિકંદરાઓ લુટફાટનો ધંધો કરતા, અને તે વડે કુટુંબિક નિર્વાહ ચલાવતા, ખ્રિસ્તી લુટારાઓને આશ્રય આપે છે. કહેવત છે કે " The evil walks where the angels dare not to go. " અને તેજ પ્રમાણે જે સ્થળ પ્રવાસીઓ માટે શ્રાપ સમાન છે, તેજ સ્થળ આ ધાડપાડુઓને આશીર્વાદ રૂપ છે. આ લુટારાઓ પ્રવાસીઓને લુટીને પોતાનો નિર્વાહ ચલાવેછે. આ પર્વતની ઉત્તર દિશાએ ફ્રાંસનો મુલક આવેલો છે. અને તેનો પણ કેટલોક ભાગ મુસલમાનોને તાબે છે. પર્વતવાસીઓ નિરંતર ટંટા બખેડા મચાવતા હોવાથી પ્રસંગોપાત ઇસ્લામી સેના ત્યાં આવી તેમને શિક્ષા કરે છે. જો કે તેથી તેમને ઘણું નુકસાન થાય છે, પરંતુ તેઓ છેક નષ્ટ થતા નથી. વિશાળ ગિરિકંદરાઓ તેમનું રક્ષણ કરે છે. અર્થાત તેઓ પર્વતોની ગુફાઓમાં સંતાઇ જાય છે. અથવા પીરીનીઝના કોઈ ગુપ્ત માર્ગે ફ્રાંસમાં નાશી જાય છે.

જે સમયનું આપણી વાર્તામાં વર્ણન કરવામાં આવે છે; તે સમયે પીરીનીઝ પર્વતની સરહદ ઉપરના મુલકમાં શિયાળાની ઋતુ પોતાનું સામ્રાજ્ય જમાવી સાર્વભૌમ સત્તા ભોગવી રહી છે. સ્થળે સ્થળે બરફના જાડા જાડા પડ જમીન ઉપર બાઝી ગયા છે. તેથી પ્રવાસીઓ શિયાળાની ઋતુમાં ઉક્ત પ્રદેશનો પ્રવાસ નાના પ્રકારની હાડમારીઓ

ભોગવ્યા સિવાય કરી શકતા નથી પ્રવાસીઓ તો શું પરંતુ તેજ પ્રદેશમાં લાંબા કાળથી નિવાસ કરી રહેલા લોકો પણ આવા પ્રસંગે, અર્થાત શિયાળાની ઋતુમાં કવચિતજ બ્હાર નિકળે છે. બરફ પડવાના કારણથી ઉકત પ્રદેશમાં એવી ટાઢ પડે છે કે લોકો પોતાના ઘરોમાં દેવતા સળગાવી તેની આસપાસ ગોળ કુંડાળું વળીને બેશી રહે છે. આગળ જણાવ્યા પ્રમાણે આ પહાડી પ્રદેશમાં નિવાસ કરનારી પ્રજાના જીવનનો આધાર માત્ર લુટફાટ ઉપરજ રહેલો હોવાથી તેઓ બરફ કે ટાઢની યત્કિંચિત પણ દરકાર કર્યા વિના પ્રસંગોપાત લુટફાટ કરવાને અથવા કુટુંબિક નિર્વાહ અર્થે પ્રાણીઓનો શિકાર કરવાને બ્હાર નિકળી પડે છે.

ઉક્ત પહાડી પ્રદેશમાં સ્થળે સ્થળે નાના નાના ગામડા પહાડી લોકોથી વસાયલા. છે આ સ્થળે એક પણ જાથુકની ઈસ્લામી સેના ન હોવાથી ખ્રિસ્તી લુટારાઓ નિરંકુશ બનીને લુટફાટ ચલાવે છે. સ્થળે સ્થળે નાના નાના દેવળો દ્રષ્ટિગોચર થાય છે. આ ગામડાઓની આસપાસ ઉંચા ઉંચા પર્વતો આવેલા હોવાથી તેમનો દેખાવ ઘણોજ રમણીય અને રળીયામણો લાગે છે. બરફને લીધે ત્યાંની જમીન નિરંતર ભેજપ્રદ રહેવાથી લોકો પોતાના નિવાસગૃહો આગળ નાની નાની વાટિકાઓ બનાવે છે. અને તેમાં સુગંધીદાર પુષ્પ, અને સ્વાદિષ્ટ ફળોના છોડવાઓ રોપે છે. ઇટાલીમાં આવેલા આલ્પસ પર્વતની તળેટીમાં રહેનારા લોકો મુખ્યત્વે કરીને પોતાના બગીચાઓની નિપજ ઉપરજ ગુજરાન ચલાવે છે તે બીના ઇતિહાસ જાણનારાઓને તો કદાચ સુવિદીત હશેજ. ત્યાંની દ્રાક્ષ વાટિકાઓ દુનિઆમાં સુપ્રસિદ્ધ છે. અને તેથી દેશ વિદેશમાં તેનો બહોળો વેપાર ચાલે છે. તેજ પ્રમાણે પીરીનીઝ પર્વતની તળેટીમાં રહેનારા લોકો પણ પોતાના ઘરો આગળ

બગીચા રોપે છે. પણ આ સ્થળે પ્રદેશમાં મોકલાવવા યોગ્ય ફળ ફુલ થતાં નથી. માત્ર સાધારણ ફળ ફુળ નિપજે છે. તોપણ લીલા વૃક્ષોને લીધે ત્યાંનો દેખાવ અતિ મનોહર; અને ચિતાકર્ષક લાગે છે. પરંતુ આ સમયે પાનખર ઋતુનો આરંભ થએલો હોવાથી વૃક્ષો ઉપરથી પાંદડા ખરી પડયા છે. ફળ ફુળ કરમાઇ ગયાં છે. તેથી જે વૃક્ષો એક સમયે નીલબસનાસુંદરી જેવા ચિતાકર્ષક લાગતા હતા, તેજ વૃક્ષો હમણા પતિના મરણથી શણગાર વિમુખ થએલી વિધવા જેવા જણાય છે. જંગલી રોપાઓ કે જેના પુષ્પોથી ઉમંગી યુવકો નિજ પ્રિયાઓને વિભુષિત કરે છે; તે પણ હમણા કરમાઇ ગએલા જણાય છે. અર્થાત વસંતનું સ્થાન પાનખર ઋતુએ લીધું છે. અને તેનું સામ્રાજ્ય ચોપાસ પ્રસરી રહ્યું છે. અને તેના પરિણામે લીલી હરીઆળીને બદલે સઘળે સ્થળે સુકામણુંજ દ્દષ્ટિગોચર થાય છે.

પ્રિય પાઠક ! આપણે કુદરતની લીલા તો જોઇ. માટે ચાલ હવે એકાદ ગામડાની મુલાકાત લઇએ. પણ સબુર ! સામેના દેવળના ઓટલા ઉપર વસંત ઋતુના બ્હારમાં ખીલી રહેલી એક નવયૌવના રમણી ઉભી છે. જો કે વસંત ઋતુએ સઘળે સ્થળે પોતાનું સામ્રાજ્ય સ્થાપ્યું છે પણ તેની આ લલના ઉપર કાંઇ પણ અસર થએલી જણાતી નથી. પાનખર ઋતુના પ્રખર તાપથી કરમાવાને બદલે તે વસંત ઋતુ સમાન ખીલી રહી છે. આ યુવતી કોણ હશે વારૂ ? ચાલ પાસે જઇને તપાસ કરીએ. અરે તેની આકૃતિ તો આપણી પુર્વ પરિચિત ઝોહરાને મળતીજ આવે છે. માટે તે તો અહિં આવી નહિ હોય ? કેમ કહી શકાય ? હા ? કદાચ મુસલમાનોના ભયથી ફ્લોરેન્ડા તેને અહિં લાવી હોય તો તે અસંભવીત નથી. અરે આતો ઝોહરાજ છે.

ત્યારે તો ફ્લોરેન્ડા અને યુલિસીઝ પણ અહિંઆંજ હોવા જોઇએ. માટે ચાલ તેમની શોધ કરીએ.

જો ! ઝોહરાના મુખ ઉપર શોકના ચિન્હો સ્પષ્ટ રીતે દ્રષ્ટિગોચર થાય તે પોતાના મનમાં પશ્ચાતાપ કરીને કાંઇકિ વિચાર કરી રહી છે. કોણ જાણે તેના મનમાં કેવા વિચારો ચાલતા હશે. કદાચ તે સ્વગૃહ અને પોતાના વ્હાલા ભાઇના ત્યાગને માટે પશ્ચાતાપ કરી તત્સંબંધે કાંઇક વિચાર કરતી હશે. ખુદા કરેને આપણું અનુમાન સત્ય નિવડે. જો ઝોહરા ફરીથી કોરડોવા જઇને પોતાના ભાઇનો આશ્રય ગ્રહણ કરવાની વૃતિ દેખાડે તો અત્યારે અનેક જીવો જે કષ્ટ સહન કરી રહ્યા છે, તેઓ તેમાંથી મુક્ત થાય.

કોણ જાણે અત્યારે તે એકલી કેમ ઉભી હશે ? નહિ ! નહિ ! તે એકલી નથી. પાદરી યુલિસીઝ પણ તેની સાથેજ છે. જુઓ ! તે દેવળમાંથી બ્હાર આવ્યો. કદાચ ફ્લોરેન્ડા પણ દેવળમાંજ હશે.

યુલિસિઝે ફ્લોરા ઉર્ફે ઝોહરા પાસે આવીને હસતાં હસતાં કહ્યું “ ફ્લોરા ! આ સ્થળ કદાચ તને ગમતું તો નહિ હોય. જો તેમ હોય તો પણ થોડો સમય અહિં રહેવા સિવાય છુટકો નથી. કેમકે રસ્તાઓ બરફવડે આચ્છાદિત હોવાથી આપણે કોઇ બીજા સ્થળે જઇ શકતા નથી. પરંતુ જ્યારે બરફ ઓગળી જશે ત્યારે કોઇ બીજા પ્રદેશમાં જઇશું. ઘણું કરીને હું તને ફ્રાંસમાં મોકલીશ. અને ત્યાં તને સ્વછંદી યુવકોની સોબતમાં ઘણો આનંદ મળશે. રસ્તાઓ બરફથી ઢંકાએલા છે, તેતો તને પણ સુવિદીત છે. પણ જે રસ્તા સ્વચ્છ અને બરફથી મોકળા છે, ત્યાંથી હું તને લઇ જઈ શકતો નથી. કેમકે ત્યાં મુસલમાનોને હાથે સપડાઇ જવાનો ભય રહે છે.

ફ્લોરા—પાદરી સાહેબ ! હું યત્કિંચિત માત્ર પણ ગભરાતી નથી. પણ અલબત મને એ ચિંતા થાય છે કે મારા કારણથી કોરડોવા શહેરના ખ્રિસ્તીઓને કેટલું દુઃખઃસહન કરવું પડતું નહિ હોય ? જો મારા વધથી તેઓ સંકટમાંથી મુક્ત થઇ શકતા હોય તો કૃપા કરીને મને ત્યાં લઇ જાઓ. મારે માટે અનેક માણસોને સંકટ સહન કરવાં પડે તે મને ગમતું નથી. પાદરી સાહેબ ! હું ફ્રાંસ જવા ઇચ્છતી નથી. કેમકે ત્યાંના લોકોની સ્વછંદી વર્તણુંક મને મુદ્દલ પસંદ નથી. એટલુંજ નહિ પણ હું એક પ્રતિષ્ઠીત ઇસ્લામી ગૃહસ્થની તનુજા હોવાથી સ્વચ્છંદી વર્તણુંક તરફ મને તિરસ્કાર છે. તેથી દેશ વિદેશનો પ્રવાસ કરી સ્વચ્છંદે કાળ નિર્ગમન કરવા કરતાં ઘરના એક ખુણામાં બેસી રહેવાનું હું વધારે પસંદ કરૂંછું.

યુલિસીઝ—તેમ કદાપિ બની શકશે નહિ. તારા જેવી એક નવ યૌવના અને સૌંદર્યસંપન યુવતી આખા આયુષ્ય પ્રયંત કૌમાર્યવ્રત પાળે તે અમારાથી જોઇ શકાય નહિ. ઇસુખ્રિસ્તે આપણી મુક્તિ અર્થેજ પોતાના પ્રાણની આહુતિ આપી છે. તેથી ન્યાયના દિવસે શિક્ષા થવાનો આપણે યત્કિંચિત માત્ર ભય રાખવાનો નથી. ઇસુખ્રિસ્તના પ્રતાપે આપણે પાપ મુક્ત થયા છીએ. માટે નચિંત થઇને સ્વચ્છંદે તારો કાળ નિર્ગમન કર.

ફ્લોરા—પાદરી સાહેબ ! જો મારે એશઆરામજ કરવો હોત તો ઇસ્લામનો ત્યાગ કરી અહિં આવવાનું કાંઇ પણ પ્રયોજન નહતું મારા સ્વગૃહમાં મને એશઆરામના સર્વ સાધનો સંપન્ન હતા. એટલુંજ નહિ પણ મારા ભાઇ કોઇ પ્રતિષ્ઠીત કુટુંબમાં મારૂં લગ્ન કરી આપવાને પણ તૈયાર હતા, પરંતુ મેંજ તેમની માગણીનો અનાદર કર્યો. માટે હવે તો જગતકર્તાની સેવા કરવામાં શેષ રહેલું આયુષ્ય ગાળવાની મારી ઇચ્છા છે.

યુલિસીઝ—તારા જેવી એક જોબનના બ્હારમાં ખીલી રહેલી યુવતીને હું દેવળમાં રહેનારી કુમારીકાઓ અને પાદરીઓ સાથે ભેળવવા ઇચ્છતો નથી. કેમકે કેટલાક પાદરીઓ એવા પણ હોય છે કે જેઓ જાહેરમાં સંસાર ત્યાગ કરવાનો ઢોંગ કરે છે. પણ ગુપ્ત રીતે જોતાં તેઓ સ્ત્રીલંપટ હોય છે. દુનિઆના સઘળા લોકો જેમ એક સરખા હોતાનથી, તેમ પાદરીઓ પણ એક સરખા હોતા નથી જેમ દુનિઆમાં વસ્તા જુદા જુદા લોકો આચાર, વિચાર, સદ્દગુણ, શીળ, વર્તન અને રહેણીકરણીમાં એક બીજાથી જુદા પડે છે તેમ, પાદરીઓ પણ આચાર વિચારમાં એક બીજાથી જુદા પડે છે. તેમાંના કેટલાક સંસારની માયાથી નિવૃત બનીને પરમાત્માની પ્રશંશા મેળવવા માટેજ દેવળનો આશ્રય ગૃહણ કરીને સાધુ જીવન ગાળે છે. પણ કેટલાક તો પોતાનો સ્વાર્થ અને વિષયવૃતિ તૃપ્ત કરવા માટેજ સાધુ વૃત પાળવાનો ઢોંગ કરે છે. અર્થાત તેઓ જાહેરમાં જોગી પણ બાતીનમાં ભોગી જેવા હોય છે. અથવા બીજા શબ્દોમાં કહીએ તો તેમની સ્થિતિ આ વિશ્વ પ્રચલિત કિવદંતિને મળતી આવે છે “ મુખમેં રામ, બગલમેં છુરી, ભગત ભયો પણ દાનત બુરી. ” આવા સ્ત્રીલંપટોની સંગતમાં દેવળને અર્પણ થએલી કેટલીક કુમારીકાઓ પણ ભ્રષ્ટ બનીને વિલાસપ્રિય બની જાય છે. કહેવત છે કે “એકને પાપે વહાણ ડુબે” તેજ પ્રમાણે કેટલાક સ્ત્રી લંપટોના દુરાચારને લીધે સમસ્ત સાધુ મંડળ વગોવાય છે. આવા આવા કારણોને લીધે હું તને દેવળમાં રાખવા ઇચ્છતો નથી. તારી લાવણ્યતા એવી છે કે દેવળની કુમારિકાઓ તો શું પરંતુ સમસ્ત સ્પેન દેશમાંથી પણ તારા રૂપની સ્પર્ધા કરી શકે તેવી યુવતી ભાગ્યેજ મળી આવશે. તેમ છતાં જો દેવળને પોતાનું આયુષ્ય અર્પણ કરવાની તારી ઇચ્છાજ હોય તો હું કહીશ કે તે તારી મોટામાં

મોટી ભૂલ છે. કેમકે તારા સૌંદર્ય અને નાજુક બાંધાનો કાંઇ પણ વિચાર ન કરતાં તને એટલું કામ સોંપવામાં આવશે કે તને પોતાને પણ તેનો કંટાળો લાગશે. તેથી હજુ પણ મારી તો એજ સલાહ છે કે દેવળમાં રહીને આ નવ પ્રફુલ્લિત યૌવન નિરર્થક વ્યય કરવા કરતાં તો તારે કોઇ યુવક સાથે લગ્ન કરીને ગૃહસ્થાશ્રમ આરંભવો. તારી સાથે રહેવા માટે મેં એક સૌંદર્યસંપન્ન શાહજાદીને બોલાવી છે, અને આશા રાખું છું કે તે હમણાજ આવી પહોંચશે.

ફ્લોરા—પાદરી સાહેબ ! આપે તો મને ઉપદેશના પ્રહારથી મોટી મુંઝવણમાં નાખી દીધી છે. હું પહેલાથી કહી ચુકી છું કે મેં એશ આરામ કરવા માટેજ ઇસ્લામનો ત્યાગ કરી ખ્રિસ્તી ધર્મનો અંગીકાર કર્યો નથી. પણ દેવળમાં પવિત્ર જીવન ગાળી બાકી રહેલું આયુષ્ય સત્કર્મોમાં ગાળવા માટેજ તેનો અંગીકાર કર્યો છે. અને હજી પણ કહું છું કે વિષયવાસના કરતાં મુક્તિ માર્ગને હું વધારે પસંદ કરૂં છું. માટે ન્યાયના દિવસે પાપમાંથી મુક્તિ મળે તેવો માર્ગ દેખાડો. અને જો તેમ ન બની શકે તો મને કારડોવામાં મારા ભાઇ પાસે મોકલી આપો.

યુલિસિઝ—ફ્લોરા ! કેવી ગાંડી વાતો કરે છે ? યુવાવસ્થાના શિખરે પહોંચેલી એક યુવતી ના મોંઢે આવી વાતો શોભાપ્રદ લાગતી નથી. હું કોરડોવાના સઘળા ખ્રિસ્તીઓનો વડો દેવળાધ્યક્ષ છું પરંતુ શપથ ખાઇને કહું છું કે બીજા કેટલાક પાદરીઓની પેઠે મેં દેવળમાં રહેનારી કોઇ પણ યુવતી સામે હજી સુધી વિષયવાસનાથી જોયું નથી. પણ જો તારી ઇચ્છા હોય તો આખું આયુષ્ય તારી સોબતમાં ગાળવાને માટે તૈયાર છું. અને ફરી પણ કહું છું કે જો ભિન્ન ભિન્ન પ્રકારના સુખ વૈભોગ ભોગવવા હોયતો ફ્રાંસના કોઈ શ્રીમંત યુવક

સાથે લગ્ન ગ્રંથીથી ગુંથાવાનું પસંદ કર. પણ જો દેવળમાં રહીને પવિત્ર જીવન ગાળવાની ઇચ્છા હોય તો મારી સાથે લગ્ન કર. આપણા લગ્ન પછી હું ધર્મગુરૂ પદને તિલાંજલી આપીને તને કોઇ બીજા દેશમાં લઇ જઇશ.

ફ્લોરા—પાદરી સાહેબ ! મારે સખેદ કહેવું પડે છે કે આપના જેવા એક વયોવૃદ્ધ સાધુ પુરૂષના મુખે આવા શબ્દો જરાએ શોભતા નથી. મારા શીળવ્રતનું ભંગ કરીને મને ભ્રષ્ટ કરવા માટેજ અહિં લાવવામાં આવી છે કે શું ? પણ યાદ રાખજો કે તેમ કદી પણ થવાનું નથી. જો મારા શીળવ્રતની રક્ષા કરવાને માટે પ્રાણર્પણ કરવો પડશે તો તેમ કરીશ, પણ મારા શીળવ્રતનું કદાપિ ભંગ થવા દઇશ નહિ. હું આપની પરિચારિકા છું તેથી એક ધર્મગુરૂએ પોતાની શિષ્યા સાથે જે રીતે વર્તવું ઘટે, તે રીતે આપે મારી સાથે વર્તવું જોઇએ.

યુલિસીઝ—ફ્લોરા ! તારા દુરાગ્રહી સ્વભાવથી તો હું છેક હાર્યો. જો તને જો કોરડોવે મોકલું છું. તો મુસલમાનોના દબાણમાંથી તું મુસલમાન થઇ જાય એવો ભય રહે છે. અને જો નથી મોકલતો તો તું મારી અવજ્ઞા કરે છે. હવે મારે શું કરવું તેની કાંઈ સુઝ પડતી નથી.

ફ્લોરા—પાદરી સાહેબ ! મેં ખ્રિસ્તીધર્મનો અંગીકાર નતો ફ્લોરેન્ડાના કહેવાથી કર્યો છે, કે નતો તમારા કહેવાથી કર્યો છે. હું પહેલાં પણ ખ્રિસ્તી હતી. હમણા પણ ખ્રિસ્તી છું. અને આખા આયુષ્ય પ્રયંત ખ્રિસ્તી રહીશ. માટે તે વિષે આપ કાંઈ ચિંતા કરશો નહિ.

યુલિસીઝ—વારૂ તે તો ઠીક ! પણ શું તને ત્યાં મરવા માટે લઈ જાઉં ? કોરડોવામાં ગયા પછી તારા ઉપર, તેમજ સમસ્ત ખ્રિસ્તી પ્રજા ઉપર ભારે વિપત્તી આવી પડવાનો સંભવ છે.

ફ્લોરા—નહિ ! તેમ કદાપિ થશે નહિ. હું ત્યાં ગયા પછી તેને માટે કાંઇક યુક્તિ કરીશ.

યુલિસીઝ—તો શું તું મારી આજ્ઞા સ્વીકારીશ નહિ ?

ફ્લોરા—એક શિષ્યા તરીકે આપની દરેક યોગ્ય આજ્ઞા શિર સાવંધ ગણવાને તત્પર છું. અને સદાયે તત્પર રહીશ. પરંતુ કોઇ પણ રીતે આપની વિષયવાસનાને આધીન થઇશ નહિ.

યુલિસીઝ—તો પછી મારી આજ્ઞાનુસાર વર્તવામાં તને શો વાંધો છે ?

ફ્લોરા—પાદરી સાહેબ ! સખેદ કહેવું પડે છે કે હું ભ્રષ્ટ થવા ઇચ્છતી નથી. તેથીજ આપની ઉક્ત આજ્ઞાનો અનાદર કરૂં છું.

યુલિસીઝ—તો શું મારી સાથે રહેવામાં તને કલંક લાગે છે.

ફ્લોરા—હા ! કેમકે તેમાં આપણા બન્નેની પ્રતિષ્ટાને હાની પહોંચવાનો સંભવ છે.

યુલિસીઝ— તે કેમ ?

ફ્લોરા—તે એવી રીતે કે જ્યારે આપ મને લઇને દેવળમાંથી નાશી જશો ત્યારે લોકો આપણા માટે શું કહેશે ?

યુલિસીઝ—ભલે તેઓ ગમે તેમ કહે, પણ તેમના પોકારો આપણી કર્ણેન્દ્રિયો સુધી પહોંચવાના નથી.

ફ્લોરા—કદાચ આપણે તે નહિ સાંભળીએ. પરંતુ જગતકર્તા તો અવસ્ય સાંભળશેજ.

આ જવાબ સાંભળીને યુલિસિઝ થોડીવાર સુધી ચુપ રહ્યો. અને મનમાં વિચાર કરવા લાગ્યો કે મારી વિષયી માગણીઓથી

હું ફ્લોરાની દૃષ્ટિએ હલકો પડયો છું. માટે કાંઇ યુક્તિ કરીને તેના અંતકરણમાં મારા તરફની સદ્દભાવના ફરી ઉત્પન્ન કરવી જોઇએ. આવો વિચાર કરીને તેણે ફ્લોરાને ઉદ્દેશીને કહ્યું " ફ્લોરા! અત્યાર સુધી હું તારી પરીક્ષા લેતો હતો, અને છેવટે મારી ખાત્રી થઇ છે કે તેં શુદ્ધ ભાવથી ખ્રિસ્તી ધર્મનો અંગીકાર કર્યો છે. તેથી આશા રાખું છું કે તું ન્યાયના દિવસે પાપ કર્મથી જરૂર મુક્તિ પામશે. પરંતુ યાદ રાખ કે જેમ ઇસુ ખ્રિસ્તે પાપીઓની મુક્તિ અર્થે પોતાના રક્તની આહુતિઓ આપી છે. તેમ આપણે પણ આપણા ધર્મ રક્ષણાર્થે પ્રાણાર્પણ કરવો પડશે. હું એક અગત્યના કામ પ્રસંગે આજે તલૈતલા શહેરમાં જનાર છું. મારી ગેરહાજરીમાં તારી ભાગિની સમાન પણ તારા ઉપર માતા તુલ્ય પ્રેમ રાખતી ફ્લોરેન્ડા તારી સાથે રહેશે. મારા ઉપદેશથી તલૈતલાના સઘળા ખ્રિસ્તીઓ પ્રાણાર્પણ કરવાને પહેલાંથી તૈયાર છે. અને તેમની મદદથી કદાચ આપણે સ્પેનમાં ખ્રિસ્તી રાજ્યઓની વિજય પતાકા પૂન ફરકાવી શકીશું.

ફ્લોરા—પાદરી સાહેબ ! આમ એકલા જવામાં મને આપના પ્રાણનો ભય રહે છે.

યુલિસીઝ—ફ્લોરા ! જ્યારે તેં મારી કદર કરી નહિ ત્યારે મારા પ્રાણ શા કામના છે ?

આ પ્રમાણે બોલતાં તો બોલાઇ ગયું. પણ ફ્લોરા પૂન પોતાના વિષે હલકો વિચાર ન બાંધે તેટલા માટે તેણે બોલાયલા શબ્દો ઉડાવી દેતાં કહ્યું " મારા પ્રાણ અને મારૂં આયુષ્ય મેં દેવળના શ્રેયાર્થે અર્પણ કરી દીધું છે. એટલુંજ નહિ પણ તને મુસલમાનોના હાથમાંથી છોડાવી મારૂં પ્રારંભનું કર્તવ્ય પુર્ણ કર્યું છે. હવે માત્ર ખ્રિસ્તીઓને

પ્રાણાર્પણ કરવા માટે તૈયાર કરીને ખ્રિસ્તી ધર્મની ઉન્નતિ કરવાનુંજ કામ બાકી છે. ”

ફ્લોરા—જો તેમજ છે તો મને પણ સાથે લઇ જાઓ. હું પણ અન્ય ખ્રિસ્તીઓ સાથે પ્રાણાર્પણ કરવાને તૈયાર છું.

યુલિસીઝ—ફ્લોરા ! જ્યારે તેં ખ્રિસ્તી ધર્મનો અંગીકાર કરવામાં અનેક સંકટો સહન કર્યાં છે; ત્યારે ધર્મને માટે પ્રાણાર્પણ કરવાની તારા માટે કાંઈ પણ આવશ્યકતા નથી. આ કર્તવ્ય તેમનું છે કે જેઓ જન્મથીજ ખ્રિસ્તી છે.

ફ્લોરા—નહિ ! હું પણ ધર્મને માટે પ્રાણાર્પણ કરીને આત્મોત્સર્ગ કરવાનું ઇચ્છું છું. માટે ભલે ફ્લોરેન્ડા બેનને અહિં રહેવા દો. કેમકે મુસલમાનો તેમની શોધખોળ કરી રહ્યા છે. કોરડોવામાંથી નિકળ્યા પછી ત્રીજા દિવસે અમને એવા સમાચાર મળ્યા કે “ મુસલમાનો ફ્લોરેન્ડાની બારીક શોધ કરી રહ્યા છે. ” તેથી જો તેમને સાથે લઇ જવામાં આવશે તો પરિણામ ઘણું વિપરીત આવશે. માટે તેમને અહિંજ મૂકીને મને સાથે લઇ જાઓ.

યુલિસીઝ—ફ્લોરા ! આ તું શું બોલે છે ? ફ્લોરેન્ડા કે જેણે તારે માટે અનેક સંકટો સહન કર્યાં છે તેને એકલીને અહિં મૂકી જવાનું તને યોગ્ય લાગે છે ? તેને તારા વિના કેમ ગમશે તેનો કાંઈ વિચાર કર ?

ફ્લોરા—હા ! તેતો હું સમજું છું. પણ જ્યારે મારે માટે અનેક જીવો સંકટ સહન કરી રહ્યાં છે, ત્યારે મને તો એજ ઉચિત લાગે ? છે કે કોરડોવા જઇને તેમના દુઃખમાં ભાગ લઉં. આપના કહેવા પ્રમાણે જ્યારે સઘળા ખ્રિસ્તીઓ પ્રાણાર્પણ કરવાને તૈયાર થયા છે તો શું

ફ્લોરેન્ડા બેન માત્ર થોડા દિવસને માટે અહીં એકલા રહી શકશે નહિ ? શું એટલું પણ તેમનાથી થશે નહિ ?

યુલિસીઝ—ફ્લોરા ! હજી તું ફ્લોરેન્ડાનું અંતકરણ પારખી શકી નથી. તેને તારા ઉપર એટલો તો પ્રેમ છે કે જો તે અત્યારે તારી જગ્યાએ હોત તો તને એકલી મૂકીને એક ડગલું આગળ ભરવાને તૈયાર થાત નહિ. ઠીક હું પોતે તેને બોલાવીને આ વિષે પૂછું છું.

એમ કહીને તે દેવળમાં ગયો, અને ફ્લોરેન્ડાને સઘળી બીના નિવેદન કર્યા પછી જવાબ કેમ આપવો તેની સુચના કરી. અને તદનુસાર ફ્લોરા પાસે આવતાંજ ફ્લોરેન્ડાએ કહ્યું " બેન ફ્લોરા ! શું તમે મને અહિં એકલી મૂકીનેજ ચાલ્યા જશો ? હું તો આયુષ્ય પ્રયંત તમારી સંગત છોડવા ઇચ્છતી નથી. તમારા ભાઇના ઘરમાં તમે મારી જે સેવા બજાવી છે, તેનો બદલો વાળી આપવા માટે હું તમારી દાશી થઇને રહીશ. "

ફ્લોરા—બેન ! એ આપની યોગ્યતા છે. પરંતુ મેં તો માત્ર મારા કર્તવ્યનું પાલન કરવા સિવાય વિશેષ કાંઈ પણ કર્યું નથી. જો તમે મારા વિના એકલા ન રહી શકતા હો તો તમે પણ મારી સાથે ચાલો. આપણા ધર્મના રક્ષણને માટે પ્રાણુર્પણ કરવાનો મેં પણ નિશ્ચય કર્યો છે, કે જેથી કરીને અનેક જીવોનો સંહાર થતો અટકે.

ફ્લોરેન્ડા—ફ્લોરા ! આ તમારી મોટી ભૂલ છે. અત્યારે કોરડોવામાં ખ્રિસ્તીઓ જે સંકટ સહન કરી રહ્યા છે, તેમાં તમારા ગયા પછી ઘણો વધારો થશે.

ફ્લોરા—ગમે તેમ થાય પણ લોકોમાં એવું ન બોલાવું જોઇએ કે મારે લીધે અનેક ખ્રિસ્તીઓને સંકટ સહન કરવાં પડયાં. જો તમે એકલા ન રહી શકતા હો તો તમે પણ મારી સાથે ચાલો.

યુલિસીઝ—ઠીક ! હું તલૈતલા જઈ આવું ત્યાં સુધી તમે અહિંઆંજ રહો. ત્યાંથી પાછા વળતાં હું તમને બન્નેને મારી સાથે લઈ જઇશ.

ફ્લોરા—પાદરી સાહેબ ! આપ ઘણી નવાઈ જેવી વાત કરો છો ? તલૈતલા કોરડોવા જવાના માર્ગમાંજ આવે છે. અમે પણ તેજ રસ્તે આવ્યા હતા. પરંતુ પકડાઇ જવાના ભયને લીધે ત્યાં થોભ્યા હતા નહિ. જ્યારે તલૈતલા અને કોરડોવાનો માર્ગ એકજ છે ત્યારે અમને પણ સાથે લઇ જાઓ.

યુલિસીઝ—ફ્લોરા ! તું ઘણી દુરાગ્રહી છે. તલૈતલા જતાં જો તમે લોકો મારી સાથે હો, અને હું માર્ગમાં પકડાઈ જાઉં તો તમે બન્ને શું કરી શકવાના હતા ?

ફ્લોરા—પાદરી સાહેબ ! જેને પ્રાણાર્પણ કરવો હોય તેણે મરણનો ભય શા માટે રાખવો જોઈએ ?

યુલિસીઝ—ફ્લોરેન્ડા ! આ બાબતમાં તમારી શી સલાહ છે ?

ફ્લોરેન્ડા—મને શું પૂછો છો ? મારી તો એજ સલાહ છે કે હવે અમારે કોરડોવા શહેરનું નામ પણ ન લેવું જોઇએ ? હું તો એમજ ઇચ્છતી હતી કે ગ્રિષ્મઋતુ અહિંજ નિર્ગમન કરીને વર્ષાઋતુના આરંભમાં ફ્રાંસમાં ચાલ્યા જવું. પણ શું કરૂં ફ્લોરેન્ડની હઠ આગળ લાચાર છું.

યુલિસીઝ—એના કહેવા ઉપર આપણે શા માટે ધ્યાન આપવું જોઇએ ? હજી એ નાદાન અને અનુભવહીન છે. ફ્લોરા ! હજી તું નાદાન છે. તેમજ તને દુનિઆનો અનુભવ નથી. માટે તારે અમારી આજ્ઞાનુસાર ચાલવું જોઇએ. જો આજે હું તલૈતલા શહેર તરફ જાઉં છું.

માટે તમે બન્ને બેનો અહિંજ રહો. ત્યાંથી પાછા આવ્યા પછી તમને કોરડોવા લઈ જવાની બાબતમાં અમને જેમ યોગ્ય લાગશે તેમ કરીશું.

ફ્લોરા—પાદરી સાહેબ ! તો શું મારે તમારા તાબામાં પરતંત્ર રહેવું પડશે ?

યુલિસીઝ—હા ! તારે અમારા કહ્યા પ્રમાણેજ કરવું પડશે.

આ પ્રમાણે કહીને તે દેવળમાં ચાલ્યો ગયો. તેના ગયા પછી ફ્લોરા પુષ્કળ રૂદન કરવા લાગી. આ દ્રષ્ય ફ્લોરેન્ડાથી જોઇ શકાયું નહિ. તેથી તેણે ફ્લોરાને છાતી સરસી ચાંપીને કહ્યું " ફ્લોરા ! શા માટે કલ્પાંત કરો છો ? તમને જે કાંઈ કહેવામાં આવ્યું છે, અને જે કાર્ય કરવામાં આવે છે, તે તમારાજ લાભને માટે સમજવા. તમને અહિં લાવવામાં અમને કેવાં કેવાં સંકટો સહન કરવાં પડયાં છે, તે અમારૂં મન જાણે છે. તો શું અથાગ પરિશ્રમ ઉઠાવી પ્રાપ્ત કરેલી વસ્તુ અમારે મુસલમાનોને સોંપી દેવી ? તમારે માટે પ્રાણ આપવાને હજારો ખ્રિસ્તી તૈયાર છે. તેમ છતાં જો તમારા કહેવા પ્રમાણે અમે તમને કોરડોવા નગરમાં લઈ જઇએ તો ત્યાં તમારા પ્રાણ જવાનો ભય રહે છે. "

ફ્લોરા—બેન ફ્લોરેન્ડા ! હવે મને વધુ હેરાન ન કરો. હું સઘળો ભેદ સમજીચુકી છું. પણ યાદ રાખજો કે અહિં હું કાંઇ ભ્રષ્ટ થવાને માટે આવી નથી. તેમ છતાં જો યુલિસીઝ તેવી ધારણા રાખતા હોય તો તેમાં તે મોટી ભૂલ કરે છે.

ફ્લોરેન્ડા—કેમ શું થયું ? યુલિસીઝે તમને કાંઈ અપશબ્દો કહ્યા.

ફ્લોરા—જે થયું, અને જે કહ્યું તે મારૂં મન જાણે છે. તમને

કહેવામાં સાર નથી. અને તેવા અયોગ્ય શબ્દો હું મારી જીભ ઉપર લાવવાને ઇચ્છતી નથી.

ફ્લોરેન્ડા—ફ્લોરા! યુલિસીઝે તમને જે કાંઇ કહ્યું હોય તે મને ન કહો તો તમને મારા શમ છે. મારા જાણવા પ્રમાણે તો તે તેવા માણસ નથી. બલકે તે અન્ય દુરાચારી માણસોને તેમના દુરાચાર બદલ મેણા મારે છે. આખા કોરડોવા નગરમાં તે એક પવિત્ર પુરૂષ તરીકે જાણીતા છે.

ફ્લોરા—બસ રહેવા દો! મેં તમને બધાને જોઇ લીધા. આજ સુધી હું આ વાત જાણતી નહતી. મારા ઉપર આવો જુલમ શા માટે કરવામાં આવે છે તેનું કારણ સમજી ગઈ છું.

ફ્લોરેન્ડા—પરંતુ કહો તો ખરા કે તેમણે તમને કહ્યું શું? શું તેમણે તમારી પાસે વિષયવાસનાની માગણી કરી?

ફ્લોરા—બસ! મારી સાથે લજ્જારહિત વાતો ન કરો. હવે હું છેક કંટાળી ગઈ છું.

આટલું સંભાષણ કરીને તે દેવળમાં ચાલી ગઇ. તેના ગયા પછી ફ્લોરેન્ડા વિચાર કરવા લાગી કે યુલિસીઝે તેને એવું તે શું કહ્યું હશે કે જેને માટે તે આમ ઉદાશ થઇ ગઇ છે. તેની લાવણ્યતા જોઈ યુલિસીઝે તેની પાસે વિષયવાસનાની માગણીતો નહિં કરી હોય? આ પ્રમાણે વિચાર કરતી કરતી તે પણ દેવ ળમાં ચાલી ગઇ.

# પરિશિષ્ટ ૧૮ મું.



## આત્મોત્સર્ગ કે આત્મઘાત ?



આગલા પ્રકરણમાં વર્ણવેલી ઘટનાને જોત જોતામાં બે માસ વીતી ગયા. અને તે દરમ્યાન યુલિસીઝે તલૈતલામાં ફરી ફરીને મુસલમાનો સામે ખ્રિસ્તીઓને ઉશકેર્યા. અને ઉક્ત કાર્ય પુર્ણ કર્યા પછી તે પોતાના પહાડી મુકામમાં પાછો આવ્યો. આપણે જોયું તેમ હજી ફ્લોરા-ફ્લોરેન્ડા ત્યાંજ નિવાસ કરી રહી છે. ફ્લોરા અહરનિશ શોકાતુર રહેતી હોવાથી ફ્લોરેન્ડા તેને આશ્વાસન આપે છે, પરંતુ કોઇ પણ પ્રકારે તેની ફ્લોરા ઉપર અસર થતી નથી.

પ્રિય પાઠકો ! આ બન્નેને અહિંજ પડતી મૂકી નગરમાં ચાલો આપણે કોરડોવા જઇને જોઇએ કે ત્યાં આપણો પુર્વ પરિચિત ઝિઆદ, અને તેના સહાયકો શું કરી રહ્યા છે ?

હજી પણ ત્યાં તેવીજ સ્થિતિ છે. શહેરના સઘળાં દેવળો નિર્જન અને નિરવ જણાય છે. સઘળા પાદરીઓ અને દેવળમાં રહેતી કુમારીકાઓ હજી કાઝીસાહેબના અંકુશ તળે છે. ફ્લોરા, ફ્લોરેન્ડા અને યુલિસીઝની બારીક શોધ કરવામાં આવે છે. ગમે તેટલી શોધ કર્યા છતાં પણ તેમનો પતો લાગતો નથી. કાઝીસાહેબ આ બાબતમાં ઉત્સાહ પુર્વક કામ કરી રહ્યા છે. જે ખ્રિસ્તીઓને પકડવામાં આવ્યા હતા

તેમના કથન ઉપરથી જણાતું હતું કે ફ્લોરાને નસાડી જવામાં તેમનો હાથ ન હતો, પરંતુ તેને માટે માત્ર ફ્લોરેન્ડા અને યુલિસીઝજ દોષિત હતા. વાયોલેટ કે જે ઝિઆદના ઘરમાં ફ્લોરેન્ડાની પરિચારિકા બનીને રહી હતી, તે પણ મુસલમાનોને હાથે કેદ પકડાઇ હતી. પણ કેદખાનામાંથી યુક્તિ કરીને નાશી ગઈ હતી.

ફ્લોરાને દેવળમાં લાવ્યા પછી તેને કોઈ સુરક્ષિત સ્થળે લઇ જવા માટે જ્યારે યુલિસીઝ અને ફ્લોરેન્ડા પ્રવાસે નિકળ્યા, ત્યારે વાયોલેટ પણ તેમને પહોંચાડવા માટે ગઇ હતી, ત્યાંથી પાછાં ફરતાં તેણે દેવળમાં બનેલા બનાવના સમાચાર જાણ્યા. તેથી કોરડોવા ખાતે ન જતાં પોતાના પ્રાણની રક્ષા કરવા સારૂ તે એક કૃષીકારના ઘરમાં સંતાઇ રહી.

જોકે મુસલમાનો પોતાના પ્રયત્નમાં નિષ્ફળ ગયા હતા. છતાં તેઓ ખ્રિસ્તીઓના ઉપર્યુક્ત અપકૃત્યને ભૂલી ગયા ન હતા. અને તેથી તેમનો ઉત્સાહ મંદ ન પડતાં દિન પ્રતી દિન વધતો જતો હતો. પરંતુ અમીર અબદુર રહેમાનની ધાક, અને કાઝીસાહેબની કાર્યદક્ષતાને લીધે સામાન્ય બળવો થવા પામ્યો ન હતો.

~~કોરડોવાના ખ્રિસ્તીઓ~~ મોટી સંખ્યામાં સરકારી નોકરી બજાવતા હતા. અને તેઓ મુસલમાનોના મળતાવડા સ્વભાવ, તેમજ સદ્દગુણોથી એટલા તો મોહિત થયા હતા કે તેઓ ઇસ્લામી સામ્રાજ્યને પરમ સુખદાયક માનતા હતા. એટલુંજ નહિ પણ કોઇ ખ્રિસ્તી નૃપતિની પ્રજા થવા કરતાં અમીરની પ્રજા થવા માટે અભિમાન ધરાવતા હતા. અને તેવો સુયોગ મળવાથી પોતાને અતિ ભાગ્યશાળી ગણતા હતા. તેથી યુલિસીઝના

કાવત્રાં જ્યારે તેમના જાણવામાં આવ્યાં ત્યારે તેઓ પણ ગુસ્સે થઇને તેના પરત્વે તિરસ્કાર દર્શાવવા લાગ્યા.

પ્રત્યેક શુક્રવારે કોરડોવાની મુખ્ય મસ્જીદમાં પ્રાર્થના કર્યા પછી કાઝીસાહેબ પ્રત્યેક સરદારને પોતાની સમક્ષ બોલાવીને તેને ફ્લોરાની શોધ અને તેના પરિણામ વિષે પ્રશ્નો પૂછતા હતા આ બધું ઝિઆદનો ક્રોધાગ્નિ શાંત પાડવાને માટેજ કરવામાં આવતું હતું. કેમકે હજી પણ તેની સ્થિતિ પ્રથમના જેવીજ હતી. અને તે કારણથી હજી પણ તે કાઝી-સાહેબના ઘરમાંજ હતો. રાબેતા પ્રમાણે એક શુક્રવારે પ્રાર્થના કરી રહ્યા પછી કાઝીસાહેબ એક પછી એક સરદારને પોતાની પાસે બોલા-વીને ફ્લોરા વિષે પૂછપરછ કરતા હતા, એટલામાં બે પરદેશીઓ પોતાની જગ્યાએથી ઉભા થઇને કાંઇક અપશબ્દો બોલ્યા. એટલે તેમની પાસે બેઠેલા મુસલમાનો એટલાતો ઉશ્કેરાઈ ગયા કે તેઓ તેમના ઉપર તુટી પડયા. કાઝીસાહેબે ઘણી આનાકાની કર્યા છતાં તેમણે તેમની એક પણ વાત ઉપર લક્ષ આપ્યું નહિ. અને તેથી અસહ્ય પ્રહારથી તેમાંનો એક માણસ મૂર્છિત થઈ જમીન ઉપર પડયો. આ બનાવ જોઇને કાઝીસાહેબે અપરાધીઓને પોતાની પાસે બોલાવીને કહ્યું " તમે લોકોએ એક નિર્દોષ વ્યક્તિ ઉપર વિના પ્રયોજને પ્રહાર કર્યો છે, તેથી તમને ઘટિત શિક્ષા કરવી જોઇએ. બોલો ! તમારે તે વિષે શું કહેવું છે " એટલે ટોળા માંથી એક માણસ બોલ્યો " સાહેબ ! આપે ફકત માણસના શબ્દોચ્ચાર સાંભળેલા નહિ હોવાથીજ આ પ્રમાણે કહો છો, પણ જો તેણે ઉચ્ચારેલા શબ્દો આપે સાંભળ્યા હોત તો આપ કદી પણ અમને આવા કટુ વચનો સંભળાવત નહિ. "

કાઝીસાહેબ—તે લોકોએ એવું તે શું કહ્યું કે જેથી તમે ઉશ્કેરાઇ ગયા ?

સિપાહી—તેઓ અમારા મહાન પેગમ્બર સલ્અમને માટે અપશબ્દો ઉચ્ચારતા હતા. અને અપશબ્દો પણ એવા હતા કે અમે કોઇ દહાડો સાંભળેલા નહિ. સારૂં થયું કે આ સમયે અમારી પાસે તલવાર ન હતી. નહિતો તેમને જીવતા રહેવા દેત નહિ.

આવી વાત સાંભળીને તેમને શુદ્ધિમાં લાવવાના હેતુથી કાઝીસાહેબે પોતાના અનુચરોને તે માણસોના મોઢા ઉપર જળસિંચન કરી જાગ્રત કરવાની આજ્ઞા કરી. એટલે તદનુસાર સેવકોએ તેમના મોઢા ઉપર પાણી છાંટીને તેમને જાગ્રત કર્યા. કેટલાક ખ્રિસ્તીઓ હમણાં જે આપત્તિમાં આવી પડયા હતા. તેની કાંઈ પણ દરકાર કર્યા વિના ઇસ્લામના મહાન પેગમ્બર સલ્અમ માટે તેમણે જે શબ્દો ઉચ્ચાર્યા હતા, તે જાણીને સઘળા મુસલમાનોને ઘણી નવાઈ લાગી. અને કાઝીસાહેબ પણ તેમની તેવી અયોગ્ય વર્તણુંકથી વિસ્મીત થયા.

મૂર્છામાંથી જાગ્રત થયા પછી તેમણે પોતાને મસ્જીદમાં જોયા. હજી તે પુરેપુરા શુદ્ધિમાં આવ્યા ન હતા. તેમ છતાં લોકો તેને કાઝીસાહેબ પાસે ઉપાડી ગયા. કાઝીસાહેબે તેમને પ્રશ્ન પૂછયો " ભલા માણસો! તમે શું બોલ્યા હતા?" પૂછાયલા સવાલનો જવાબ આપવાને બદલે કાઝીસાહેબની સામે જોઇને તેઓ ફરી પણ મહાન પેગમ્બર સલ્અમને માટે અપશબ્દો બોલવા લાગ્યા. તેથી લોકો તેમને મારવાને દોડયા, પણ કાઝીસાહેબે તેમને અટકાવ્યા. અને તેમને ફરીથી પૂછયું " તમે હોશમાં છો કે નહિ ?" આ પ્રશ્નનો જવાબ આપવાને બદલે તેઓ પહેલાંના જેવાજ શબ્દો બોલવા લાગ્યા તેથી તેમને ગાંડો સમજીને મસ્જીદ બ્હાર કાઢી મૂકવાની કાઝીસાહેબે લોકોને આજ્ઞા કરી. અને તદનુસાર લોકો તેમને મારતાં મારતાં બહાર મૂકી આવ્યા. તેમને કાઢી

મૂકયા પછી મસ્જીદમાં એક નવિન ઘટના બની. અને તે એ હતી કે ઉપર વર્ણવેલા માણસોને કાઢી મૂકયા પછી એક બીજો માણસ મસ્જીદમાં આવીને જે સ્થળે કાઝીસાહેબ બેઠા હતા ત્યાં ગયો. તેને ત્યાં આવવાનું કારણ પૂછતાં પ્રથમના માણસોની પેઠે જવાબ આપવાને બદલે તે મહાન પેગમ્બર સલ્અમને માટે અપશબ્દો ઉચ્ચારવા લાગ્યો. તેથી મુસલમાનોએ તેના ઉપર તુટી પડીને તેને સારી પેઠે માર માર્યો. તેની પહેલાં આવી ગએલા માણસોને તો ગાંડા સમજીને કાઝીસાહેબે જવા દીધા હતા, પરંતુ આ બીજા માણસના પણ તેમજ આચરણ જોઇને તેમના આશ્ચર્યનો પાર રહયો નહિ. તેથી તેમણે તેને પૂછ્યું " હે ભલા માણસ! તું આવા શબ્દો શામાટે બોલે છે? કાંઇ ગાંડોતો થયો નથીને?"

માણસ—બસ મને વધુ કાંઇ ન પૂછતાં હવે મારો વધ કરવાની તમારા સેવકોને આજ્ઞા આપો. જેથી હું આત્મોત્સર્ગ કરીને સ્વર્ગમાં ચાલ્યો જાઉં.

એમ કહીને તે ફરી અપશબ્દો બોલવા લાગ્યો. અને તેથી મુસલમાનો ફરી તેને મારવાને દોડયા. પણ કાઝીસાહેબે તેમને અટકાવીને કહ્યું " હમણા થોભો ! હુંજ તેના વધની આજ્ઞા આપું છું. પણ પહેલાં મને તેની તપાસ કરવા દો. "

એમ કહીને તેમણે તેને પૂછ્યું " ઓ મૂઢમતી ! તું શા માટે મરવાનું આદરી બેઠો છે ? શું તેમ કરવાથી તું આત્મોત્સર્ગ કરી શકશે ? અરે મૂર્ખ ! તે તારો આત્મોત્સર્ગ નથી પણ આત્મઘાત છે."

નવિન આગન્તુક—અમે સઘળા ખ્રિસ્તીઓએ ધર્મને માટે પ્રાણાર્પણ કરીને આત્મોત્સર્ગ કરવાનો નિશ્ચય કર્યો છે. અને આ સંસારનો વ્યામોહ

દુર કરીને તમારી પાસે મરવાને માટેજ આવ્યા છીએ. અમને ખાત્રી છે કે તેમ કરવાથી અમે જરૂર પાપમૂક્ત થઇને સ્વર્ગમાં જઇશું.

કાઝી સાહેબ—શું તમને મુક્તિ મેળવવાનો કોઇ બીજો ઉપાય જડતો નથી કે આ પ્રમાણે શ્વાનના મોતે મરવા આવ્યા છો ?

નવિન આગન્તુક—મારે જે કહેવાનું હતું તે કહી ચૂક્યો. હવે કાંઈ વિશેષ કહેવાનું નથી. માટે કાંઇ વિલંબ ન કરતાં સત્વર મારો વધ કરો.

તેને મરવાને માટે તૈયાર થએલો જોઇને કાઝીસાહેબ વિસ્મીત થયા. અને શું કરવુ તે વિષે મનમાં અનેક તર્ક વિતર્ક કરવા લાગ્યા. તે ઘણા નમ્ર સ્વભાવના હોવાથી તેમને કોઇના પ્રાણ લેવાનુ ગમતું નહતું. તેથી ઉક્ત ખ્રિસ્તીને કેદ કરવાની તેમણે પોતાના અનુચરો ને આજ્ઞા કરી. અને ઉશ્કેરાઇ ગયલા મુસલમાનોને આશ્વાસન આપતાં કહ્યું “ ભાઇઓ ! જો તમારા કહેવા પ્રમાણે આ લોકોને મારી નાખ-વાની આજ્ઞા કરવામાં આવે તો તેમનું અનુકરણ કરીને બીજા અનેક ખ્રિસ્તીઓ મરણ આદરીને તેવાંજ આચરણ કરશે. અને પરિણામે આપણે અનેક માણસોના જીવ લેવાં પડશે. માટે પહેલાં આપણે તે બાબતની સંપુર્ણ તપાસ કરવી જોઇએ. અને જો એમ જણાય કે તેમણે આપણી લાગણી દુભાવી મરવાનુંજ આદર્યું છે તો પછી તેમને માર્યા વિના છુટકો નથી. ”

આ પ્રમાણે મુસલમાનોને આશ્વાસન આપ્યા પછી કાઝીસાહેબ પોતાને ઘેર ગયા. એટલે પ્રાર્થના અર્થે મસ્જીદમાં એકઠા થએલા લોકો પણ વિખરાઇ જઇને પોત પોતાને ઘેર ચાલ્યા ગયા. ઉપર વર્ણવેલા ખ્રિસ્તીઓએ જે અયોગ્ય વર્તણુંક ચલાવી હતી, તેથી મુસલમાનો ઘણા ક્રોધે ભરાયા હતા. ફ્લોરાના હરણથી તેમના અંતકરણમાં જે

કોપાગ્નિ પ્રજ્વલિત થયો હતો, તેમાં આ બીજા બનાવથી વધારો થયો અને " બળતામાં ઘી હોમાયું." તેથી તેઓ ખ્રિસ્તીઓ ઉપર વૈર લેવાને પ્રસંગની વાટ જોવા લાગ્યા. આવી રીતે કોરડોવાના સઘળા મુસલમાનોમાં ક્રોધાગ્નિ વ્યાપી રહ્યો. અને તેથી તેમના તરફથી બળવાની ચિંતા રખાતી હતી.

કાઝીસાહેબ આ સઘળી પરિસ્થિતિ પહેલાંથીજ વર્તી ગયા હતા, તેથી શહેરમાં કાંઇ હુલ્લડ થવા ન પામે; તેટલા માટે તેમણે સઘળા સરદારોને પોતાની સમક્ષ બોલાવીને તેમને પોત પોતાના વિભાગમાં શાંતિ જાળવી રાખવાની ભલામણ કરી. એટલે તદનુસાર સઘળા સરદારોએ પોતાના તાબાના માણસો ઉપર ચાંપતી દેખરેખ રાખીને તેમને બળવો કરતાં અટકાવ્યા.

ઉપરોક્ત બનાવ બન્યો તેજ સાંજરે કાઝીસાહેબે શહેરના અમીર ઉમરાવો, સેનાનાયકો, અને વિદ્વાનોને પોતાને ઘેર બોલાવી તેમને બનેલી સઘળી બીનાથી માહીતગાર કરીને તત્સંબંધે તેમની સલાહ લીધી. કાઝીસાહેબની સઘળી બીના સાંભળ્યા પછી આવેશમાં આવીને શાહબુદીને કહ્યું " કાઝીસાહેબ ! શું તેઓ દેહાંતની શિક્ષાને લાયક ન હતા ? "

કાઝી સાહેબ—નહિ ! હું તે બાબતમાં શંકાશીલ છું. તમેજ કહોને કે તેમને કયા અપરાધ બદલ દેહાંતની શિક્ષા કરવી જોઇએ ? ગમે તેવા પણ તેઓ વિધર્મી હોવાથી આપણે તેમના તરફથી ઇસ્લામ પરત્વેની શુભ ભાવના અને લાગણીની કેવી રીતે આશા રાખી શકીએ

શાહબુદીન—કાઝી સાહેબ ! માફ કરજો. પણ મારે કહેવુંજ જોઇએ કે આપની તેમજ નામદાર અમીરસાહેબની નમ્રતાનુંજ આ

પરિણામ છે. જો આપે પહેલાંથીજ મર્યાદા વિનાની નમ્રતા દેખાડી નહોત તો કદાચ આપણે આ દહાડો જોવો પડત નહિ. આવો કડવો અનુભવ મળ્યા છતાં હજી આપના સ્વભાવમાં પરિવર્તન થયું નથી એ ઘણું આશ્ચર્યકારક છે. જો આવોજ સ્વભાવ રાખશો તો આપણા ધર્મ શત્રુઓ ફાવી જશે અને દિન પ્રતિદિન મુસલમાનો ઉપર વધારે જુલમ ગુજારશે. તેથી મારી સલાહ એવી છે કે ભવિષ્યને માટે એક સાવચેતીના ઉપાય તરીકે અપરાધીઓને મારી નાખવાની આજ્ઞા કરો.

કાઝીસાહેબ—ઠીક ! તેમના વધનો હુકમ તો હમણાજ આપું છું, પણ તે ઉભય ખ્રિસ્તીઓના કહેવા ઉપરથી જણાય છે કે સઘળા ખ્રિસ્તીઓ તેવી રીતે મરવાને તૈયાર થયા છે. જો તે ખરૂં હોય તો આપણે એક પછી એક તે સઘળાંને મારી નાખવાં પડશે. કહો એ બાબતમાં તમારી શી સલાહ છે ?

શાહબુદીન—જ્યારે તેમણે આપણા હાથેજ મરવાનો નિશ્ચય કર્યો છે તો તેમ કર્યા વિના આપણો છુટકો નથી. લાચારીથી આપણે તેમ કરવું પડશે. મારી ખાત્રી છે કે તેમાંના કેટલાક લોકોએ આવી રીતે પ્રાણાર્પણ કર્યા પછી બાકી રહેલાઓ આયુષ્યને પ્રિય ગણીને પોતાનો નિશ્ચય ફેરવશે. પણ જો આપણે આપણી પાસે હાથે કરીને મરવા આવેલાઓને પણ નહિ મારીએ તો તેઓ વધુ અને વધુ સંખ્યામાં અહિં આવીને પ્રાણદંડની માગણી કરશે.

કાઝીસાહેબ—મારી ઇચ્છા એવી છે કે આ બાબતમાં નામદાર અમીરની સલાહ લેવી જોઇએ. અને તેમનીજ પાસેથી અપરાધીઓનો વધ કરવાની આજ્ઞા મેળવવી જોઈએ.

શાહબુદીન—તેમ કરવાની કાંઇ પણ અગત્ય નથી. કેમકે અપરાધીઓને યથાર્થ શિક્ષા કરવાને આપ સમર્થ હોઇ સંપુર્ણ સત્તા ધરાવો છો. વળી આવા દુષ્ટ માણસો ઉપર દયા કરવી મિથ્યા છે. એટલુંજ નહિ પણ " દયા " શબ્દને પણ અન્યાય કરવા જેવું છે. ફ્લોરાનું હરણ થયું તે દિવસથી નામદાર અમીર પણ ખ્રિસ્તીઓ ઉપર ઘણા ક્રોધે ભરાયા છે. તેથી આ નવીન સમાચાર જાણીને તે નામદાર અપરાધીઓને યથાર્થ શિક્ષા કરવાને કદી પણ ના પાડશે નહિ.

યહયા—મારી સલાહ એવી છે કે અપરાધીઓને પ્રાણદંડની શિક્ષા આપતાં પહેલાં તેમના પાદરીઓને અહિં બોલાવીને પૂછવું જોઇએ કે તેમણે આપણા મહાન પેગમ્બર સલ્અમ માટે અપશબ્દો બોલીને મરવાનો નિશ્ચય કર્યો છે. અને તેમ કરીને આત્મોત્સર્ગી થવાની મનેચ્છા રાખી છે ?

કાઝીસાહેબ—આપે ઘણી સારી સલાહ આપી. આવતી કાલેજ હું તેમને તમારી સમક્ષ બોલાવીને આ બાબતની તપાસ કરીશ.

આ પ્રમાણે છેવટનો ઠરાવ કરીને સભા વિસર્જન થઇ. બીજા દિવસે પ્રભાતે કાઝીસાહેબે કોરડોવાના જાણીતા ખ્રિસ્તી પાદરીઓને બોલાવ્યા. અને તેમની જુબાની સાંભળવા માટે મુસલમાન વિદ્વાનોને પણ પોતાને ત્યાં આમંત્રયા. આમંત્રેલા સઘળા લોકો આવી ગયા પછી કાઝીસાહેબે યહયાને ઉદ્દેશીને કહ્યું " યહયા ! આપે દેશ વિદેશનો પ્રવાસ કર્યો છે. એટલુંજ નહિ પણ મહાન વિભૂતીએ આપને સદબુદ્ધિ પણ અર્પી છે. માટે અહિં આવેલા ખ્રિસ્તીઓને જે પૂછવું ઘટે તે આપજ પૂછો. "

આ ઉપરથી યહયાએ સભાની મધ્યમાં ઉભા રહી ખ્રિસ્તીઓને પ્રશ્ન

કર્યો. " ગૃહસ્થો ! તમે ખ્રિસ્તી કોમના અગ્રેસર ગણાઓછો. અને તમારી તેમના ઉપર સંપુર્ણ સત્તા છે. તેથી કેટલાક ખ્રિસ્તીઓએ અમારી સાથે જે વર્તણુંક ચલાવી છે તે બાબતમાં તમારી સલાહ લેવાની અગત્ય છે. હું આશા રાખું છું કે તમે યોગ્ય સલાહ આપી ન્યાયના કાર્યમાં અમને મદદ કરશો. સ્પેન દેશ ઉપર ઈસ્લામી રાજસત્તા સ્થપાયાને આજે લાંબો સમય થયો છે. પરંતુ હમણા સુધી અમે કોઇના ઉપર અત્યાચાર કર્યો હોય એવો એક પણ દાખલો તમે બતાવી શકશો ? હું નથી માનતો કે તમે તેવો એક પણ દાખલો બતાવી શકો. અત્યાર સુધી ધર્મનો કાંઇ પણ ભેદ ભાવ રાખ્યા સિવાય ખ્રિસ્તી ઇસ્લામી પ્રજાને એક સરખો ન્યાય આપવામાં આવ્યો છે. અને તેમાં પણ મુખયત્વે કરીને હમણા સ્પેન ઉપર સત્તા ચલાવતા અમીર કેવા ન્યાયી અને નમ્ર સ્વભાવના છે તે તમે પણ જાણતા હોવાથી તે વિષે વધુ ઉહાપોહ કરવાની કાંઇ પણ અગત્ય નથી. તેમ છતાં એટલું તો અવશ્ય કહેવું જોઇએ કે સ્પેન દેશ ઉપર તેવો ન્યાયપ્રિય રાજકર્તા બીજો એક પણ થયો નથી.

નામદાર અમીરના ન્યાયી રાજ્યમાં ખ્રિસ્તીઓ તરફથી હમણા સુધી કાંઇ પણ ફરીઆદ આવી નથી. પરંતુ કેટલાક ઉચ્છૃંખલ અને બુદ્ધિહીન લોકોની શિખામણથી કેટલાક ખ્રિસ્તીઓ સત્તાની સામે થવાના ઉપાયો શોધી રહ્યા છે. પરંતુ આજ સુધી અમારા તરફથી તેમને કાંઈ પણ શિક્ષા કરવામાં આવી નથી. અને તેજ અમારી ન્યાયપ્રિયતા તથા સહનશીળતાનો સર્વોત્તમ દાખલો છે. થોડા દિવસ પહેલાં યુલિસીઝ નામના પાદરીએ ફ્લોરા નામક એક ઈસ્લામી યુવતીનું તેના બાઇના ઘરમાંથી હરણ કરાવી કોણ જાણે કયાં નસાડી મૂકી છે કે જેનો આજ સુધી કાંઈ પત્તો લાગતો નથી. અને તે કા-

રણથી તેનો ભાઇ ઝિઆદ ગાંડા જેવો થઇ ગયો છે. તેથી જો તેને કાઝીસાહેબે પોતાના અંકુશમાં ન રાખ્યો હોત તો તેણે આજ સુધી કેટલાએ ખ્રિસ્તીઓને મારી નાખ્યા હોત તેનું અનુમાન કરી શકાય નહિ. યુલિસીઝનો ઉક્ત અપરાધ ઘણો ભયંકર અને અક્ષમ્ય છે. એટલુંજ નહિ પણ તેમાં અન્ય ખ્રિસ્તીઓનો પણ હાથ રહેલો જણાય છે અથવા બીજા શબ્દોમાં કહું તો તેણે ખ્રિસ્તીઓની સમ્મતીથીજ તેવું કામ કર્યું હતું. તેમ છતાં અમે તેમને બીજી કાંઇ પણ શિક્ષા નહિ કરતાં એક મકાનમાં નજર કેદ રાખ્યા છે. દેશના સઘળા મુસલમાનો ઉશ્કેરાઈ જવાથી અમારે લાચારીથી તેમ કરવું પડયું છે. અને જો અમે તેમ ન કર્યું હોત તો મુસલમાનો બળવો જગાડી તેમને મારી નાખ્યા વિના રહેત નહિ. તમે પણ અમારી પ્રજા હોવાથી પ્રત્યેક બાબતમાં તમને મુસલમાનોના જેટલોજ હક છે. તેથી ઉશ્કેરાયલા મુસલમાનોને હાથે તમારા જાન માલને કાંઇ નુકસાન ન થાય તેટલા માટેજ અમને તેમ કરવાની ફરજ પડી છે. ખ્રિસ્તીઓ તરફથી કાંઇ આ એકજ અપકૃત્ય કરવામાં આવ્યું નથી. પરંતુ ગઈ કાલે શુક્રવારની પ્રાર્થના થઈ રહ્યા પછી એ ખ્રિસ્તીઓ મસ્જીદમાં આવીને અમારા મહાન પેગમ્બર સલ્અમને માટે અપશબ્દો ઉચ્ચારવા લાગ્યા-તેથી મુસલમાનો ઉશ્કેરાઈ જઇને તેમને મારવાને તૈયાર થયા. પણ કાઝીસાહેબે મહામહેનતે તેમને સમજાવી લીધા. તપાસ કરતાં જણાયું કે કાઝીસાહેબ સમક્ષ તેવા અયોગ્ય શબ્દોનો પ્રયોગ કરીને ખ્રિસ્તીઓએ આત્મોત્સર્ગ કરવાનો નિશ્ચય કર્યો છે. શું આ વાત ખરી છે ? જો તેમ હોય તો અમને બતાવો કે તેવી સલાહ આપનાર કોણ છે. અને કોણે કોણે તેવી રીતે મરવાનો નિશ્ચય કર્યો છે ? આવી રીતે શ્વાનની મોતે મરીને આત્મોત્સર્ગની અભિલાષા રાખનારાઓની તેવી

અભિલાષા પુર્ણ કરવાને અમે સદાયે તૈયારી છીએ. પરંતુ તમને ખોટું ન લાગે. અને તત્સંબંધે તમે કાંઈ વિપરીત વિચાર કરો નહિ તેટલા માટેજ તમને અહિં બોલાવ્યા છે. માટે જો બને તો હજી પણ તેમને શિખામણ આપીને તેમની ભ્રમણા દુર કરો. નહિ તો પછી નિ-રૂપાયે અમારે તેમની અભિલાષાઓ તૃપ્ત કરવી પડશે. મારૂં ભાષણ પુરૂં થાય તે પહેલાં મારે કહેવું જોઇએ કે હું યુરોપખંડના ઘણા દેશોમાં ફરી આવ્યો છું. એટલુંજ નહિ પણ મેં રોમ ગ્રીસ, અને કોન્સટાનટીનોપલનો પ્રવાસ કર્યો છે. પરંતુ ધર્મસંબંધી જેટલી સ્વતંત્રતા પ્રજાને આપણા રાજ્યમાં આપવામાં આવી છે, તેટલી સ્વ-તંત્રતા બીજા કોઇ પણ દેશમાં આપવામાં આવતી નથી. તેમ છતાં જો ખ્રિસ્તીઓ સુખે રહેવા ન ઇચ્છતા હોય તો અમે નિરૂપાય છીએ. ભાગ્યેજ કહેવાની અગત્ય છે કે બાદશાહી સેનાને આજ્ઞા થતાંજ તેઓ સઘળી અવ્યવસ્થા દુર કરી શાંતિનું સામ્રાજ્ય સ્થાપવાને સમર્થ છે. પરંતુ કોઇના ઉપર અન્યાય ન થાય તેટલા માટેજ અમે અત્યાર સુધી ધૈર્ય ધરીને સઘળું સહન કરી રહ્યા છીએ. અપરાધીઓ પોતાની મેળેજ સુધરી જશે તેવી આશાથી અમે અત્યાર સુધી વાટ જોઇ. પરંતુ તેમના ઉપર તેની કાંઇ પણ અસર થઇ નહિ. ઉલટા તેઓ દિન પ્રતિ દીન વધુ અને વધુ છેડતીઓ કરવા લાગ્યા. તેથી છેવટે નિરૂપાયે તમારી સલાહ લેવાની અમને ફરજ પડી છે. માટે બતાવો કે હવે અમારે બાબતમાં શું કરવું અને કેવા ઉપાયો યોજવાં ?"

અમીર યહયાના અસરકારક ભાષણે ખ્રિસ્તીઓ ઉપર એટલીતો અસર કરી કે તેમણે સઘળાએ એકમત થઇને કહ્યું "મહાશય! આ બાબત સાથે અમને કાંઈ પણ સંબંધ નથી. તેવી હિલચાલ માત્ર કેટલાક દુષ્ટ બુદ્ધિના માણસોનેજ આભારી છે. અમે લોકો દરબારની

રાજસત્તા અને તેમાં પણ મુખ્યત્વે કરીને નામદાર અમીરની ન્યાય પ્રિયતાથી ઘણા પ્રસન્ન થયા છીએ. એટલુંજ નહિ પણ હમણા સુધી અમને ફરીઆદ કરવાનું કાંઈ પણ કારણ મળ્યું નથી. જો યુલિસીઝે કાંઈ પણ અયોગ્ય કામ કર્યું હોય તો તેને માટે તે પોતેજ જોખમદાર છે. અમારે તેની સાથે કાંઈ પણ સંબંધ નથી. કેટલાક ખ્રિસ્તીઓએ વિના મોતે મરવાનો નિશ્ચય કરીને આત્મોત્સર્ગની ઇચ્છા રાખી છે. તેમાં તેમણે ગંભીર પ્રકારની ભૂલ કરી છે. ન્યાયની રીતે જોતાં તે આત્મોત્સર્ગ નથી પણ આત્મઘાત છે. પરંતુ એતો અમારે કહેવુંજ જોઇએ કે યુલિસીઝ અને તેના અનુયાયી પાદરીઓએ અજ્ઞાન લોકોને ખરૂં ખોટું સમજાવીને કહેવાતા આત્મોત્સર્ગને નામે આત્મઘાત કરવાને ઉશ્કેર્યા છે. અને તેથી તેને એક મહાન પુણ્યનું કામ સમજીને કેટલાક મુર્ખાઓ પ્રાણ આપવાને તૈયાર થયા છે. થોડા સમય પહેલાં કોરડોવામાં તેવી હિલચાલ થઇ હતી. પરંતુ અમે તેમાં સમ્મત થયા નહતા તેમ ભવિષ્યમાં થવાના પણ નથી, કોરડોવાના સઘળા ખ્રિસ્તીઓ યુલિસીઝને રાજનો અપરાધી ગણે છે. ખરેખર, તેણે ઝિઆદની બેન ફ્લોરાનું હરણ કરવામાં ઘણી શરમભરેલી વર્તણુંક ચલાવીને ગંભીર અપરાધ કર્યો છે. માટે તેને જે કાંઇ શિક્ષા કરવામાં આવે તે યથાર્થ અને ન્યાયપુરાસરજ ગણાય. પરંતુ નિર્દોષ માણસોને તો કાંઈ પણ શિક્ષા ન થવી જોઇએ, આટલીજ અમારી વિનંતી છે. ”

ખ્રિસ્તિઓએ પોતાનું ભાષણ પુરૂં કર્યા પછી તેનો જવાબ આપતાં અમાર યહયાએ કહ્યું “ ગૃહસ્થો ! તમારૂં કહેવું યથાર્થ છે. અમે અત્યાર સુધી નિર્દોષ ખ્રિસ્તિઓને કાંઈ પણ શિક્ષા કરી નથી. એટલુંજ નહિ પણ હાલમાં જે પગલું ભરવામાં આવ્યું છે તે માત્ર ફ્લોરાની ભાળ ત્વરાથી મેળવવા માટેજ ભરવામાં આવ્યું છે. અને તે પણ દીર્ઘદૃષ્ટિથી લાંબો

વિચાર કર્યા પછીજ તેવો ઉપાય યોજવામાં આવ્યો છે. અને તે સાથે એ પણ કહેવું જોઇએ કે જો તેમ કરવામાં ન આવ્યું હોત તો મુસલમાનો ઉશ્કેરાઈ જઇને બળવો જગાડત અને તેનું પરિણામ વિપરીત આવવાનો સંભવ હતો. અને જો તેમ થાત તો રાજમાં ખુના મરકી ચાલી અનેક નિર્દોષ માણસોના રક્તની આહુતિઓ અપાયા વિના રહેત નહિ. પણ અમે જે પગલાં ભર્યાં છે. તેથી મુસલમાનો શાંત પડી ગયા છે. અને તેથી કાંઇ પણ ગંભીર બનાવ બનવા પામ્યો નથી. તેથી અમે જે ખ્રિસ્તી પાદરીઓ અને દેવળમાં રહેતી કુમારી કાઓને નજરકેદમાં રાખી છે, તેમના ઉપર અત્યાચાર કરેલો ગણાય નહિ. પરંતુ તેમ કરીને ઉશ્કેરાયલા મુસલમાનોને હાથે અમે તેમના પ્રાણની રક્ષા કરી છે. હવે મારે તમને જે કહેવાનું છે તે એજ કે આત્મોત્સર્ગ કરવાને તૈયાર થએલા ખ્રિસ્તીઓને તમારે સમજાવીને તેમની ભ્રમણા દુર કરવી. કદાચ આ વાત તમારી જાણ બહાર નહિ હોય કે ખ્રિસ્તીઓને લગતા પ્રશ્નોનો નિર્ણય હમેશાં તમારી સમ્મતીથીજ કરવામાં આવે છે. અને તેથી જરૂર આ બાબતમાં પણ તમારી સલાહ લેવાની છે. માટે જેમ બને તેમ જલદીથી તમારે આ કામની વ્યવસ્થા કરવી જોઇએ. નહિ તો પછી મુસલમાનો ઉશ્કેરાઇ જશે. અને તે પ્રસંગે પડી તેમને કબજે રાખવાનું કામ અમારા માટે અશકય થઇ પડશે. જો કાઝીસાહેબે મુસલમાનોને સમજાવીને શાંત પાડયા ન હોત તો તેઓ અમારા મહાન ઉપદેશક માટે અપશબ્દો બોલનારા ખ્રિસ્તીઓને મારી નાખ્યા વિના રહેત નહિ. પણ જો તેવું અયોગ્ય આચરણ ફરી કરવામાં આવશે તો મુસલમાનો તેવું અયોગ્ય કૃત્ય કરનારને અવસ્ય મારી નાખશે. અને તે પ્રસંગે તેમને અમે બચાવવા માટે અમે કાંઇ પણ પ્રયત્ન કરી શકીશું નહિ.''

અમીર યહયાએ પોતાનું ભાષણ પુરૂં કર્યા પછી તેનો જવાબ વાળતાં એક ખ્રિસ્તીએ કહ્યું " સુજ્ઞ મહાશય ! આપની આજ્ઞાનુસાર વર્તવાને અમે તૈયાર છીએ. પરંતુ તેની ધારેલી અસર થાય તેવી અમારી ખાત્રી નથી. કેમકે યુલિસીઝે અજ્ઞાન લોકોને ખરૂં ખોટું સમજાવીને તેમને મરવાને માટે તૈયાર કર્યા છે. તેથી તેઓ અમારૂં કહ્યું માને તેવો સંભવ જણાતો નથી. તેમ છતાં અમે પ્રતિજ્ઞાપુર્વક કહીએ છીએ કે આ બાબતમાં અમારાથી બનતા સઘળા પ્રયત્નો કરીને તેમને સમજાવીશું. "

તે માણસ બોલી રહ્યા પછી કાઝીસાહેબે ઉભા થઇને કહ્યું " ગૃહસ્થો ! આજે તમે જે પરિશ્રમ ઉઠાવી મારે ત્યાં હાજર થયાછો, અને અમને જે યોગ્ય સલાહ આપી છે તે માટે અમે તમારો અંતઃકરણપુર્વક ઉપકાર માનીએ છીએ. અને આશા રાખીએ છીએ કે તમારી પ્રતિજ્ઞાનું પાલન કરવા માટે તમે અમને આ કામમાં યોગ્ય સહાયતા આપશોજ. વળી આપણે અહિંથી છુટા પડીએ તે પહેલાં મારે તમને યાદ દેવરાવવું જોઇએ કે જો આત્મોત્સર્ગની અભિલાષા રાખનારા ખ્રિસ્તીઓ ગમે તેટલું સમજાવ્યા છતાં પણ ન માને તો તેમને નિરૂપાયે શિક્ષા કરવાની અમને ફરજ પડશે. તો ઉક્ત પ્રસંગે તમારે એમ ન માની લેવું કે ધર્મના કારણે સમસ્ત ખ્રિસ્તી પ્રજા ઉપર અત્યાચાર કરવામાં આવે છે. "

કાઝી સાહેબનું ભાષણ પુરૂં થતાં સઘળા ખ્રિસ્તીઓએ એક સાથે જવાબ આપ્યો " ખચિત તેઓ દેહાંતની શિક્ષાને પાત્ર છે. અને તેથી જો તેમને તેવી શિક્ષા કરવામાં આવે તો તે સામે અમને કાંઇ પણ વાંધો નથી. "

આટલી ચર્ચા થઇ રહ્યા પછી સભા વિસર્જન થઇ.

પ્રિય પાઠક ! સ્પેનની ઇસ્લામી સત્તા તોડી પાડવાને કેટલાક ખ્રિસ્તીઓ કેવા પ્રયત્નો કરતા હતા, અને પ્રપંચો રચતા હતા, તે આપણે જાણ્યું. વળી ઇસ્લામી સત્તા સામે બળવો જગાડવા માટે યુલિસીઝે કેવી યુક્તિ પ્રયુક્તિથી ખ્રિસ્તીઓને ઉશ્કેર્યા હતા, અને મુસલમાનોના કહેવાતાં ત્રાસમાંથી બચાવવાને બ્હાને ફ્લોરાનું હરણ કરાવી તેની પાસે કેવી અયોગ્ય માગણી કરી હતી, તેમજ ઉક્તપ્રસંગ પછી ફ્લોરાને કેવો અનુભવ મળ્યો હતો, અને તે વિષે તેનો કેવો અભિપ્રાય બંધાયો હતો, તેનો પણ કાંઇક ભાસ થયો. ઇસ્લામી રીયાસત હોવા છતાં વિધર્મીઓ તરફથી મુસલમાનો ઉપર કેવો અત્યાચાર કરવામાં આવતો હતો, અને તે સઘળું તેઓ કેટલી ધીરજથી સહન કરી રહ્યા હતા, તે આપણે જોયું. વળી નામદાર અમીરની ન્યાયપ્રિયતા અને દયાળુ સ્વભાવ, તેમજ કાઝીસાહેબ અને અન્ય સરદારોની અપૂર્વ શાંતિ અને ધીરજનો પણ કાંઇક અનુભવ મેળવ્યો. પરંતુ હવે ઝોહરાને યુલિસીઝના હાથે કેવાં કેવાં સંકટો સહન કરવાં પડેછે, અને તે પોતાની ભૂલને માટે કેવું પશ્ચાતાપ કરે છે. પોતાની ભગિનિના શોકમાં ગાંડો થએલો ઝીઆદ તેને ખ્રિસ્તીઓના હાથમાંથી છોડાવવા માટે કેવા પ્રયત્નો કરે છે. અને ઝોહરા ફરી કેવી રીતે ઇસ્લામ ધર્મનો સ્વીકાર કરે છે. તેમજ ખ્રિસ્તીઓ કેવી રીતે આત્મોત્સર્ગ કરે છે, તે બીજા ભાગમાં જોવાનું મુલતવી રાખી અહિંજ વિરમાશું.

**પ્રથમ ભાગ સમાપ્ત.**

તૈયાર છે !    તાકીદે મંગાવો !!!    તૈયાર છે !!

# મીરાતે એહમદી

અથવા

## ગુજરાતનો ઇતિહાસ,

## ભાગ ૨ જો.

એ નામજ પુસ્તકની કીંમત અને તેનો યથાર્થ અર્થ બતાવવાને બસ છે. આ પુસ્તકમાં અહમદાબાદ શહેરનું વર્ણન કરવામાં આવ્યું છે. તેમાં આ શહેર કોણે, ક્યાં અને કેવા સંજોગો વચ્ચે વસાવ્યું. તેના બજારો, ચૌટા, ચકલા, પરાઓ, મસજીદો, કિલ્લાના દરવાજા, બારીઓ ક્યાં આગળ અને કેટકેટલી સંખ્યામાં છે. શહેરનો વિસ્તાર, તેની લંબાઇ પહોળાઈ, વિગેરેનું વર્ણન કરવામાં આવ્યું છે. તે ઉપરાંત શહેરના અને દેશના ઓલીઆ અલ્લાહની દરગાહો, ક્યાં ક્યાં આગળ છે અને તેમની જ્યારતો ક્યા ક્યા દિવસે થાય છે તે તથા તેમની કરામતો–પરચાઓનું સ્વીસ્તર વર્ણન કરવામાં આવ્યું છે. તથા તેઓએ પોતાની હયાતીમાં કીધેલા અમુલ્ય ધર્મોપયોગી કાર્યો વિગેરે બાબતનું વિસ્તાર પૂર્વક વર્ણન કરવામાં આવ્યું છે.

આ દેશમાં મુસલમાની બાદશાહત કયારે સ્થાપિત થઇ ક્યાં સુધી રહી, તે અરસામાં દેશમાં કીધેલો બંદોબસ્ત, ઉપરાંત બાદશાહી જાહોજલાલી અને ઠાઠમાઠનું તથા પ્રજાપયોગી કીધેલા કાર્યોનું વર્ણન સંપૂર્ણ આપવામાં આવ્યું છે.

આ પુસ્તક એક કીંમતી સંગ્રહ છે અને તેથી દરેક સંસ્કારવાળા કુટુંબમાં તે અવસ્ય રહેવું જોઇએ. પુસ્તક, ગ્લેઝ કાગળ ડેમી આઠ પેજી લગભગ ૨૫૦ ઉપરાંત પ્રષ્ટ, પાકું પૂઠું સોનેરી બાઇન્ડીંગ હોવા છતાં કીંમત ફક્ત રૂ. ૩–૦–૦ પોષ્ટેજ જુદું. લખો.

**પઠાણ નીઝામખાન નુરખાન વકીલ. લાલદરવાજા–અમદાવાદ**

ઇસ્લામ જાતિના ભુત ગૌરવનો સાચો પરિચય કરાવનાર મહા નામાંકિત પુસ્તક.

# અરબનો ઇતિહાસ



ઑ. જસ્ટિસ અમીરઅલિ સાહેબના 'હિસ્ટરી ઓફ સેરેસિન' નામના પુસ્તકનો તરજુમો. આ પુસ્તકમાં અરબ જાતિ અમુક જમાનામાં કેવી બહાદુર અને દિલાવર હતી, એ જાતિએ દેશ વિદેશમાં પોતાના પરાક્રમના પડઘા સંભળાવી સર્વ પ્રજાને પોતાને આધીન કેવી રીતે કરી હતી, સ્પેન, આદિ યુરોપના દેશોમાં પણ ઇસલામ મજહબનો પ્રભાવ કેટલે અંશે જામી ગયો હતો. ઇસ્લામ પ્રજામાં શૌર્ય, જુસ્સો, ધર્માભિમાન અને જાતિ અભિમાન કેવું દૃઢ હતું, એ બધી બાબતોનો આ પુસ્તકમાં આબેહુબ ચિતાર આપેલો છે. દરેક મુસલમાન ભાઇને અમો આ પુસ્તક વાંચવાની ખાસ ભલામણ કરીએ છીએ. મૂલ્ય રૂ. ૨—૦—૦.

મળવાનું ઠેકાણું.

મેનેજર

**પોલિટિકલ ભોમિયો.**

લાલ દરવાજા—અમદાવાદ.

રસના સાગરથી છલકાતી, ઇશ્કના રંગથી લ્હેરાતી પ્રેમીક પ્રેમિકાના પ્યારને સૂચવતી અત્યંત દિલપસંદ, મનોહર વાર્તા

# ભેદી શાહજાદી

( ભેદી શાહજાદી ભાગ પહેલો અને બીજો સચિત્ર )

**લખનાર–ત્રંબકલાલ જીવરાજ જોશી**

દિલ્હીના મશહુર બાદશાહ સિકંદર લોદીના અમલની આ વાર્તા ઘણીજ મનોહર અને છટાદાર છે. દિલ્હીની શાહજાદી દિલબહારનું એકાએક પાણીમાં ગુમ થવું, તેના માટે ઘણી ઘણી તપાસો ચલાવવી, શાહજાદીએ બાંદીગીરી કરી પોતાની પાક ઝિન્દગી ગુજારવી, વફાદાર અને સતી **સેરિનાના** રૂપમાં ઘણા સમય સુધી ગુમ રહેવું, તેના આલિકનું તેના પર આશક થવું, શયતાન ઉમર શેખે **આશક–આશુકના** પાક પ્યારમાં વિઘ્નો નાખવાં, વગેરે એક પછી એક બનાવો વાંચવાથી **આંખમાંથી આંસુની ધારાઓ** વહી ચાલે તેમ છે.

તે ઉપરાંત વફાદાર ગુલામ **મુબારકની** નમુનેદાર વફાદારી, જુલુસ તથા ઉમરશેખ વચ્ચેની **'કુલટા કાકી ને ભામટો ભત્રીજો'** એ કહેવતને બરાબર લાગુ પડતી અજબ ચાલાકીઓ, તાકિતબીબીને તેના શૌહર વચ્ચેનો ઝાલિમ ઝગડો, શાહસુરી નામના ખુદાના ચૂસ્ત ઉપાસકનું આદર્શ જીવન અને નીતિમય ઉપદેશ, સેરિના અને ઇબ્રાહીમનો અનુપમ પ્રેમ આદિ સર્વ પ્રસંગો એવી જુસ્સાદાર ભાષામાં આલેખવામાં આવ્યા છે કે જેથી વાર્તાને વાંચીને પૂરી કર્યા પહેલાં હાથમાંથી છોડવાનું મનજ થતું નથી. ઉત્તમ ચિત્રો સહીત. ભાગ પહેલાની કિમ્મત ૧–૧૨–૦ ભાગ બીજાની કિમ્મત ૨–૦–૦

મળવાનું ઠેકાણું—**મેનેજર–પોલટિકલ લોબીઓ—અમદાવાદ**